## ભાગ ૨ જો.

( ભાગ ૧ લા તથા ૨ જાની અનુક્રમણિકા સાથે )

તૈયાર કરાવનાર

શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ્ મંડળ, વડોદરા.

પ્રસિદ્ધ કરનાર

શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.,
વડોદરા.

સને ૧૯૩૧

કિંમત ૦—૧૨—૦

# વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય

## ભા ૨ જો.

( ભાગ ૧ લા તથા ૨ જાની અનુક્રમણિકા સાથે )

તૈયાર કરાવનાર

શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ્ મંડળ, વડોદરા.

પ્રસિદ્ધ કરનાર

શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.,

વડોદરા.

સને ૧૯૩૧

કિંમત ૦—૧૨—૦

# પ્રસ્તાવના

'વાર્તાના પુસ્તકોનો પરિચય ભાગ ૧ લા' ની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે વાર્તાના પરિચયના ભાગો તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવાની જવાબદારી અમે વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીનને સોંપેલી અને તેમણે ભાઇ નાજુકલાલ ચોકસી આ કામથી છૂટા થયા પછી યોગ્ય માણસની પસંદગી કરી લઈ આ બીજો ભાગ પ્રસિદ્ધ કરવાનું બધું જ કામ પોતાની દેખરેખ નીચે કરાવી લીધું છે; તેમની આ સેવા બદલ તેમનો અમે પરિષદ મંડળ તરફથી અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ પ્રકારના પુસ્તકની કેવી અને કેટલી જરૂર છે તેનો ખરો ખ્યાલ તો સાર્વજનિક પુસ્તકાલયોના ગ્રંથપાલોને જ હોઇ શકે. આશા રાખવામાં આવે છે કે પુસ્તકાલયોને વાર્તાનાં પુસ્તકો ખરીદવામાં અને કયાં પુસ્તકોનું વાચન વધારવા જેવું છે તેની જરૂરી માહિતી મેળવવામાં આ પુસ્તક સર્વ કોઇને મદદગાર થઇ પડશે.

કડી પ્રાંત પુસ્તકાલય પરિષદ્<br>પ્રથમ અધિવેશન. મહેસાણા<br>તા. ૨૯મી એપ્રિલ ૧૯૩૧

મણિભાઇ મં. કાશીવાળા<br>મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય<br>પરિષદ મંડળ, વડોદરા

# નિવેદન

'વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય ભાગ ૧ લા' ના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે વાર્તાનાં વંચાયેલાં પુસ્તકો પૈકી જે ૧૨૦૦ પુસ્તકો બિનવાંધાભરેલાં જણાયેલાં અને જેમાંનાં ૩૭૨ પુસ્તકોનો પરિચય ભાગ ૧ લામાં આપેલો તે જ ધોરણે સહેજ ફેરફાર સાથે આ ભાગ ૨જામાં ૪૪૭ પુસ્તકોનો પરિચય આપવા પ્રયત્ન કર્યો છે. ભાઇ નાજુકલાલ ચોકશીએ અભિપ્રાયો મેળવી ગોઠવી રાખેલા તે વાંચી, ઘટિત ફેરફાર સાથે છાપવા માટે નકલ કરવાનું કામ વડોદરા મેલ ટ્રેનિંગ કૉલેજના અધ્યાપક ભાઇ જગજીવનદાસ દયાળજી મોદીને સોંપવામાં આવ્યું હતું. તે ઉપરથી પુસ્તકોને જે તે વિષયમાં મૂકવાં અને વિષયોનો ક્રમ નક્કી કરવો વગેરે કામ તેમણે કરી આપ્યું છે, તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

હવે બાકી રહેલાં વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભાગ ત્રીજા રૂપે પ્રસિદ્ધ થાય તે માટે પ્રયત્ન જારી છે. એટલે હાલની અનુકૂળતાઓ જારી રહેશે તો અમરેલી મુકામે ચોથી પુસ્તકાલય પરિષદના, વાર્તાનાં પુસ્તકો ગુજરાતના વિદ્વાનો પાસે વંચાવી પસંદગી પામેલાં પુસ્તકોની નામાવલિ પ્રસિદ્ધ કરવા બાબતના ઠરાવનો પૂરેપૂરો અમલ થઇ શકશે.

વડોદરા,
તા. ૨૯–૪–૩૧

મોતીભાઇ ન. અમીન
મદદનીશ વ્યવસ્થાપક, સાર્વજનિક પુસ્તકાલય શાખા,
પુસ્તકાલય ખાતું. વડોદરા

# ભાગ ૨જાની અનુક્રમણિકા—વિષયવારી

# ભાગ ૨ જાની અનુક્રમણિકા—નામવારી



# ભાગ ૧ તથા ૨ની અનુક્રમણિકા—નામવારી



# વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય



## ૧. સામાજિક–સાંસારિક (સંખ્યા ૨૦૫)

**R. B. M.**

### બાપનો ભોગ યાને દોસ્તનો કૉલ

(૧૮૯૫) રૂ. ૨–૦–૦

કરૂણરસથી ભરેલી સામાજિક નવલકથા અંગ્રેજીમાંથી અનુવાદ કરેલી છે. વાર્તામાં ખાસ ચમત્કાર જેવું નથી, પણ કુતૂહલ જગાવે એવી હોવાથી વાંચતાં રસ પડે એવી છે. બાકી અંદર કંઇ બોધ લેવા જેવું નથી. ભાષા સાદી પણ કંઇક પારસીશાહી અને અશુદ્ધ છે. સામાન્ય લોકોને વાંચવાને માટે ઠીક છે.



સૌ. ઉર્મિલા દયારામ ગીડુમલ

### કમલિની

(૧૯૧૫) રૂ. ૧–૦–૦

સામાજિક નવલકથા. અંગ્રેજીનું ભાષાન્તર છે. સમાજમાં ચાલતી અંધશ્રદ્ધાનું ભાન કરાવી સમાજને સીધે રસ્તે દોરવાનો વાર્તાદ્વારા પ્રયત્ન છે. ભાષા સાદી અને સરળ છે. ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા લાયક છે.



ઇરાની, સોહરાબ શહેરીયાર (મશરેક)

### તકવીરની તકલીફ

(૧૯૧૮)

રેનોલ્ડઝના એક અંગ્રેજી પુસ્તકનો તરજુમો છે. પાત્રો અને સ્થળનાં નામ પણ અંગ્રેજી જ છે. રેનોલ્ડઝની વાત એટલે પ્રપંચ, ખુની અને મરકી અને લુટારાઓની ચાલ-બાજીથી ભરપુર હોય જ. સ્વચ્છંદી સ્ત્રીઓના પંજામાં સપડાવાથી રાજાઓ પણ રાજ-

પાટ ગુમાવી બેસે છે તે પ્રત્યક્ષ બતાવ્યું છે. છેવટે "કર ને જો" તથા "અપકાર ને બદલે ઉપકાર"નો ધાર્મિક બોધ પ્રત્યક્ષ કરી બતાવ્યો છે. વાર્તા સારી છે ને સૌને વાંચવી ગમે એવી છે. ભાષા સરળ પણ કંઇક અશુદ્ધ છે.

---

ઇરાની, સોહરાબ શહેરીયાર ( મશરેક )

## તલવારની ધાર

રૂ. ૧-૦-૦

ટર્કિસ સંસારની એક વાર્તા. અંગ્રેજીમાંથી ઉતારેલી છે. વાર્તા સાદી છે અને એમાંથી ટર્કી સંસારના રીત રિવાજ તથા રહેણીકરણી કંઇક જણાઇ આવે છે. સાધારણ નૈતિક બોધ પણ મળી શકે છે. પણ શૈલી કૃત્રિમ જેવી અને ભાષા પારસી ગુજરાતી, અશુદ્ધ તથા ફારસી શબ્દોના ભરણાવાળી હોવાથી હિંદુ વાચકોને કદાચ વાંચવી ન ગમે. પારસીઓને ગમે ખરી.

---

ઇરાની, સોહરાબ શહેરીયાર ( મશરેક )

## ગુલી ગરીબ યાને ઘેલા ઘાંચીનું કુટુંબ

( ૧૯૧૬ ) રૂ. ૧-૪-૦

પારસી સંસારી નવલકથા. એક જુવાન છોકરી પોતાના બાપને સુખી કરવા ઘરડા ધણીને પરણે છે એ વાર્તાનો વિષય છે. પારસી સંસારમાં ચાલતા સડાઓનો ચિતાર એમાં આપ્યો છે અને કેટલીક ખરાબ રૂઢિઓ બાબત પારસીઓને ઠીક ચીમકી લગાવી છે. ભાષા પારસી ગુજરાતી ઘણી અશુદ્ધ છે. પારસી સંસાર જીવનનો ચિતાર આપતું હોવાથી પુસ્તક પારસીઓને વાંચવું ગમે એવું છે. બીજા વાચકોને બહુ રસ ન પડે.

---

એન. ફેરામજી

## અદ્દભુત શાપ અથવા હિરાની વિંટી

( ૧૯૧૭ ) રૂ. ૧-૪-૦

સામાજિક નવલકથા. અંદર દૈવી ચમત્કારોની વાતો છે, એટલે અદ્દભુત રસને લીધે સામાન્ય લોકોને વાંચતાં રસ પડે એવી છે. રજપુતોની વીરતાનું વર્ણન સારું છે. ભાષા સરળ અને સાદી છે.

કરાણી, જ. બ. ( પ્રકાશક )

## એક તબીબની તવારીખ પુસ્તક રજુ

રૂ. ૨–૦–૦

સામાજિક નવલકથા. નામ પ્રમાણે એમાં તબીબની તવારીખ કંઇ જણાતી નથી. પણ એક જોડું જીંદગી પર્યંત સુખદુઃખમાં એકબીજાનાં સાથી થઇને કેવી રીતે રહે છે અને સ્વચ્છંદીપણાનું પરિણામ કેવું માઠું આવે છે તે બતાવ્યું છે. વાર્તામાં પારસી સંસારનો ચિતાર આપ્યો છે. ભાષા પારસી ગુજરાતી તદ્દન અશુદ્ધ હોવાથી પારસીઓ સિવાય બીજાને ભાગ્યે જ વાંચવી ગમે. સામાન્ય લોકોને માટે ઠીક છે.

---

કાપડીયા, દાદાં

## તોખમની તકોબરી

( ૧૯૨૩ ) રૂ. ૨–૦–૦

પારસી સંસારને લગતી સામાજિક વાર્તા મૂળ અંગ્રેજી ઉપરથી ફેરફાર કરીને લખેલી છે. વાર્તામાં કંઇ દમ નથી. નકામાં ટાહ્યલાં ઘણાં છે અને પિષ્ટપેષણ ઘણું થયું છે. ભાષા પારસી ગુજરાતી તદ્દન અશુદ્ધ હોવાથી હિંદુ વાચકોને વાંચવી ગમે એવી નથી. કદાચ પારસીઓને ગમે તો ગમે.

---

કાપડીઆ, પેસ્તનજી

## કરમનો કહાણી

( ૧૯૨૬ ) રૂ. ૪–૦–૦

પારસી સંસારી નવલકથા. સંસારમાં બનતા સુખદુઃખના બનાવોને વાર્તાના રૂપમાં ગોઠવી સમાજને બોધ આપવાનો પ્રયત્ન કર્યો છે. ભાષા પારસી ગુજરાતી છે અને પાત્રોનાં નામો પણ પારસી છે એટલે પારસી વાંચનારાઓને વધારે ઉપયોગી છે. બીજા સામાન્ય લોકો પણ વાંચે તો હરકત નથી.

---

કાબરાજી, કેખુશરો નવરોજજી

## દારાશાનાં

( ૧૯૦૨ ) રૂ. ૩–૦–૦

અંગ્રેજીમાંથી ભાષાન્તર કરીને લખેલી વાર્તા છે. સંકટ સમયે ધૈર્ય, સુખમાં સ્વભાવસ્થિરતા, ઇશ્વર ઉપર આસ્થા, કુટુંબમાં સંપ અને પ્રેમભાવના, એ આદર્શો સારા આલેખાયા છે. ભાષા સરળ અને સચોટ છે, પણ પારસી ગુજરાતીના દોષો આવી ગયા છે. આવી નવલકથાઓ વધારે વંચાય તેમ વધારે સારું.

કાબરાજી, બહુમનજી નવરોજજી

## ઓરત

(૧૯૧૫)　　રૂ. ૧-૪-૦

અંગ્રેજી પરથી અનુવાદ કરેલી સામાજિક નવલકથા છે. કયા પુસ્તકનો અનુવાદ છે તે લેખકે જણાવ્યું નથી. પુસ્તક સામાન્ય કક્ષાનું પણ નિર્દોષ આનંદ આપનારૂં હોઇ એ ઘડી આનંદમાં કાઢવાનું સાધન થઇ પડે તેવું છે. ભાષા પારસી ગુજરાતી પણ સાદી ને સરળ છે. સામાન્ય લોકોને ઉપયોગી છે.

---

કાબરાજી, બહુમનજી નવરોજજી

## કુમી કલાંટ

(૧૯૨૨)　　રૂ. ૨-૦-૦

સામાજિક નવલકથા. વાર્તામાં પારસી સંસારનું ચિત્ર બહુ સારૂં રજુ કર્યું છે. એક સામાન્ય વાર્તા સિવાય એમાં બીજી કોઇ જાતની વિશિષ્ટતા નથી. વાર્તાનો અંત કરૂણમાં આણેલો છે. ભાષા તદ્દન પારસી ગુજરાતી અશુદ્ધ હોવાથી પારસીઓ સિવાય બીજાને વાંચવી ગમે એવી નથી. વિનોદની ખાતર કોઇ વાંચે તો વાંચે.

---

કાબરાજી, બહુમનજી નવરોજજી

## દિલસોઝ કે દિલબર

(૧૯૦૬)　　રૂ. ૨-૦-૦

અંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરેલી સામાજિક નવલકથા. એમાં પાત્રો તથા સ્થળનાં નામ યુરોપનાં-વિદેશી છે અને ભાષા પણ પારસી ગુજરાતી તથા અશુદ્ધ છે. એક દિલસોઝ બાનુના દિલ ઉશ્કેરનારા કીનાની કરૂણ કથા એમાં આપવામાં આવી છે.

---

કાબરાજી, બહુમનજી નવરોજજી

## પ્યારનો એક પુલ

(૧૯૧૪)　　રૂ. ૧-૪-૦

સામાજિક નવલકથા. મૂળ અંગ્રેજીનું ભાષાન્તર છે. પ્રેમ કુદરતી રીતેજ જોડાય છે એ વાર્તાનો વિષય છે. ભાષા પારસી ગુજરાતી અશુદ્ધ છે. વાર્તામાં બહુ ચમત્કાર નથી પણ સામાન્ય વાચકોને વાંચતાં રસ પડે એમ છે.

કાબરાજી, બહેરામજી નવરોજજી

## બેદીલ કે બેવફા

(૧૯૦૦) રૂ. ૨–૮–૦

સામાજિક નવલકથા. અંગ્રેજી ઉપરથી લખાયેલી છે. છતાં પારસી સંસારને બંધ બેસે એવી રચના કરવામાં આવી છે. મુખ્ય પાત્રોને જુવાનીની મસ્તીમાં આવેલાં ચિતરી બતાવ્યાં છે, છતાં તેમની પાસે સંયમ સારો રખાવ્યો છે ને એ રીતે નૈતિક બોધ બહુ સારો આપ્યો છે. ભાષા પારસી ગુજરાતી અને અશુદ્ધ હોવાથી વાંચતાં જરા કંટાળો આવે એમ છે.

---

કાબરાજી, બહેરામજી નવરોજજી

## રાજાના મહેલમાં

(૧૯૧૯) રૂ. ૩–૦–૦

અંગ્રેજીમાંથી ભાષાન્તર કરેલી સામાજિક નવલકથા કેવળ પારસી સંસારને લાગુ પડે એવી છે. સ્થળો તથા પાત્રોનાં નામો યૂરોપિયન જ રાખ્યાં છે અને ભાષા તદ્દન પારસીશાહી તથા અશુદ્ધ છે એટલે પારસી વાચકો સિવાય બીજાને ગમે એવું પુસ્તક નથી.

---

કાબરાજી, બહેરામજી નવરોજજી

## રીચમંડ વીલાનો વારસ

(૧૯૨૧) રૂ. ૨–૮–૦

અંગ્રેજી ઉપરથી અનુવાદ કરેલી લાગે છે. આ એક સામાજિક નવલકથા બોધક રીતે સાદી સરળ ભાષામાં લખાયેલી છે ને દરેક સ્ત્રી પુરૂષે વાંચવા જેવી છે. અનેક સંકટો પડે તોપણ નીતિમાન માણસ પોતાની ટેક છોડતો નથી તે આમાં બતાવ્યું છે.

---

કાબરાજી, બહેરામજી નવરોજજી

## લીલી સૂકી

(૧૯૨૫) રૂ. ૨–૮–૦

અંગ્રેજી ઉપરથી લખાયેલી સામાજિક નવલકથા ખાસ કરીને સ્ત્રીઓને માટે ઉપયોગી છે. એમાં પારસી સંસારનો ચિતાર આપવામાં આવ્યો છે તથા કોઇ છોકરીને ફસાવીને પરણવાથી આખરે પસ્તાય છે તે બતાવ્યું છે. એમાં લગ્ન બાબત સારી

ચર્ચા કરી છે તથા સમયને અનુસરતું અને વિશેષે પારસી સ્ત્રીઓને જાણવા જેવું ઘણું છે. ભાષા પણ અશુદ્ધ અને પારસી ગુજરાતી છે તેથી પારસીઓને વાંચવી ગમે એવી છે.

---

કાબરાજી, બહેમનજી નવરોજજી

## સફેદ ઠગ

( ૧૯૧૮ )        રૂ. ૨–૦–૦

પારસી સંસારી વાર્તા. સામાન્ય જનસમાજને ઉપયોગી છે. 'ધર્મે જય અને પાપે ક્ષય' એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. બદમાસો કેવી રીતે ફાવી જાય છે અને તેથી સમાજમાં કેટલી સાવચેતી રાખવાની જરૂર છે તે બતાવ્યું છે. ભાષા પારસી ગુજરાતી પણ સાદી ને સૌ સમજે એવી છે. પુસ્તક દરેક માણસે વાંચવા જેવું છે.

---

કારભારી, ભગુભાઇ ફત્તેહચંદ

## સદ્‌ગુણી સુશીલા

( ૧૯૦૯ )        રૂ. ૦–૧૨–૦

બંગાળી ઉપરથી લખેલી સાંસારિક નવલકથા. એમાં આદર્શ ગૃહિણીનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. પ્રસંગો બહુ સામાન્ય છે અને ગુજરાતી સંસારને બંધ બેસતા કર્યા છે. ભાષા સાદી સરળ છે. સામાન્ય લોકો અને થોડું ભણેલા પણ વાંચી શકે એવી છે.

---

કુરેશી, નિઝામુદ્દીન એ.

## નસીરૂદ્દીન

( ૧૯૦૮ )        રૂ. ૦–૧૨–૦

ઇસ્લામી સામાજિક નવલકથા. લેખકના શબ્દોમાં માણસની જીંદગીમાં થતા ફેરફારોનો ચિતાર દર્શાવવામાં આવ્યો છે. અંદર સ્ત્રીશિક્ષણને લગતી ચર્ચા કરી છે તથા વિદ્યાર્થીઓને બોધ આપવામાં આવ્યો છે. સ્વચરિત્ર જેવી છતાં વાર્તા રસિક છે અને ઇસ્લામી સંસાર જાણવાને માટે મુસલમાન સિવાયનાઓએ પણ વાર્તા વાંચવાની જરૂર છે. ભાષા સાદી ને સરળ છે પણ અંદર ઉર્દૂ ફારસી શબ્દોનું ભરણું વધારે છે. પુસ્તક સૌએ વાંચવા જેવું છે.

કુરેશી, નિજામુદ્દીન એ.

## સમીયા

રૂ. ૨–૦–૦

મુસલમાની સંસારને લગતી વાર્તા. અરબી સાહિત્યમાંથી ઐતિહાસિક વસ્તુ લઇને લખેલી છે. વાર્તાનો ઉદ્દેશ સમાજસુધારાને લગતો હોઇ સમાજની કેટલીક ખરાબ રૂઢીઓ ઉપર કટાક્ષ કર્યો છે. એક જુવાન એક બાળાને ચહાય છે. પણ તેને મેળવવામાં તેના પિતા તરફથી તથા અન્ય લોકો તરફથી અનેક વિઘ્નો આવે છે, પણ છેવટે બંનેનો મેળાપ થાય છે અને લગ્નસંબંધ સુખરૂપ નિવડે છે. અંદર શુદ્ધ પ્રેમનો ચિતાર આપવામાં આવ્યો છે. ભાષા ઘણે ભાગે અશુદ્ધ અને ઉર્દૂ શબ્દોના ભરણાવાળી હોવાથી મુસલમાન વાચકોને વાંચવી વધારે ગમે.

---

કોહાવાળા, મીસીસ જરબાનુ મહેરવાનજી

## ખોરશેદ અથવા જ્ઞાનની સરસાઇ

( ૧૯૦૫ ) રૂ. ૧–૮–૦

પારસી સંસારી નવલકથા. પારસી સ્ત્રી પુરૂષોના ભિન્ન ભિન્ન સ્વભાવનું વર્ણન કરેલું હોવાથી પારસી વાચકોને ખાસ ઉપયોગી થઇ પડે એવું છે. યુનિવર્સિટીના જ્ઞાનનીજ જે મહત્તા બતાવવામાં આવે છે તેને બદલે સ્ત્રીઓને ઘર ચલાવવાના જ્ઞાનની વધારે જરૂર છે એ મુદ્દો પ્રતિવાદન કરવામાં આવ્યો છે.

---

કૅાન્ટ્રેકશનર, ખુરદાદ રૂસ્તમજી

## સીતમગર યાને મુકતુલ કે મઝલુમ

( ૧૯૧૦ ) રૂ. ૨–૦–૦

પારસી સંસારી વાર્તા. પારસી સંસારનો પૂરો ખ્યાલ આવે એવી રમુજી અને આકર્ષક શૈલીથી લખાયેલી છે. વસ્તુગુંથણી ઉત્તમ છે. ઉંચા આદર્શો રજુ કરે છે. એમાંથી પારસી લોકોના રીતરિવાજોની માહિતી સારી મળે એમ છે. ભાષા સાદી પણ પારસી ગુજરાતી જેવી છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે અને પારસીઓને ખાસ વાંચવું ગમે એવું છે.

---

ખખ્ખર, મગનલાલ દલપતરામ

## સુંદર સોદાગર

( ૧૯૦૮ ) રૂ. ૨–૮–૦

જીવનચરિત્રનું પુસ્તક છે. એમાં શેઠ સુંદરજી શિવજી સોદાગરનું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે અને સાથે રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખરનું જીવનચરિત્ર પણ

આપ્યું છે. સારી નિષ્ઠાથી વર્તનાર વેપારી પૈસાદાર કેવી રીતે થઇ શકે તે સોદાગરના જીવનચરિત્રથી જણાય છે. ભાષા અને શૈલી રસિક છે. દરેકને વાંચવા લાયક છે.

---

ખત્રી, ઉસમાનભાઇ કરીમભાઇ

## લટકાળી લલિતા કે પ્રેમની દેવી

(૧૯૨૪)  રૂ. ૨–૦–૦

સામાજિક નવલકથા છે ને તેમાં નીતિનો બોધ આપવાનો પ્રયત્ન થયો છે. ભાષા સાદી સરળ હોવાથી સામાન્ય લોકોને ઉપયોગી છે.

---

ખંબાતા, સોહરાબજી કાવસજી

## હોમલીબાઇની વાયેજ

(૧૮૯૪)  ૧–૦–૦

સામાજિક નવલકથા. સ્ત્રીઓના કજીયાખોર સ્વભાવથી કુટુંબ સુખનો નાશ કેવી રીતે થાય છે તે કટાક્ષમય શૈલીમાં બતાવ્યું છે. એક ખરાબમાં ખરાબ સ્વભાવની સ્ત્રીના ચરિત્રનું એમાં આલેખન છે. એના વાચનથી કોઇ જાતના સારા સંસ્કાર માણસના મન ઉપર પડે એમ નથી એટલે એને સાહિત્યમાં સ્થાન ન હોય. ભાષા તદ્દન પારસીસાઇ ને અશુદ્ધ તથા કંટાળા ભરેલી છે. પુસ્તક પારસીઓને કદાચ વાંચવું ગમે.

---

ગુલફામ

## ઉનાહ અથવા પાપીનું પગલું

રૂ. ૦–૮–૦

અંગ્રેજી સામાજિક નવલકથા ઉપરથી ગુજરાતી ભાષાન્તર. ભાષા પારસી ગુજરાતી અને ઘણી અશુદ્ધ છે તથા યુરોપિયન મવાલીઓનાં કાવત્રાંથી ભરેલી હોવાથી આપણા સમાજને બહુ ઉપયોગી નથી. કદાચ પારસીઓને ગમે તો ગમે.

---

"ગુલફામ" (પટેલ, જહાંગીર ન.)

## સુગંધમાં સડો અથવા રંગેલું લાંછન

(૧૮૮૮)  રૂ. ૨–૮–૦

પારસી સંસારને લગતી વાર્તા. અંગ્રેજી નોવેલોમાંથી ચૂંટી કાઢેલા બનાવો ઉપરથી ઉપજાવી કાઢેલી છે. એમાં પારસીઓને લગતી જ બધી હકીકત છે તેથી બીજા વાંચનારા-

એને કંઇ ઉપયોગી નથી. પારસીઓજ એનો ઉપયોગ કરી શકે એમ છે. ભાષા પણ પારસી ગુજરાતી ને અશુદ્ધ છે. સામાન્ય વાંચે તો હરકત જેવું નથી.

---

ઘડીયાળી, મે. બે.

### તાપીમાતાનો કોપ

(૧૮૯૯) રૂ ૧-૦-૦

પારસી સંસારી વાર્તા છે ને પુરૂષોને માટે લખાયેલી જણાય છે. ભાષા પારસી-સાઇ ને અશુદ્ધ છે. ખાસ કરીને પારસીઓને વાંચવા જેવી છે. બીજા વર્ગને ઉપયોગી થઇ પડે તેવી નથી.

---

ચતુર્ભુજ રયાજી

### નોકરોની દુર્દશા

(૧૯૩૦) રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. નોકરી કરતાં સ્વમાન અને સ્વાવલંબની વિશિષ્ટતા બતાવી આદર્શ જમીનદાર કેવા હોય તથા સહકારને ધોરણે સુંદર ગ્રામ્ય રચના કેવી થઇ શકે ને દર્શાવ્યું છે. નોકરોની દુર્દશા તથા ઉદ્યોગથી માણસ પોતાની સ્થિતિ સુધારી શકે છે અને પાશ્ચાત્યોના અંધ અનુકરણથી કેવી ખરાબી થાય છે તેનો ખ્યાલ સારો આપ્યો છે. સામાજિક પ્રશ્નોની પણ ચર્ચા કરી આદર્શ ગૃહિણી તથા પુત્રના ધર્મ સમજાવ્યા છે. એકંદરે પુસ્તક ઘણું ઉત્તમ છે અને તરૂણોએ ખાસ વાંચવા જેવું છે. ભાષા પણ શુદ્ધ અને સંસ્કારી છે.

---

ચીનાઇ, ચીમનલાલ જીવણલાલ

### કુમુદ કલા

(૧૯૧૬) રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. સામાન્ય વાર્તા જેવી વાર્તા છે. એકજ પરિસ્થિતિમાં ઉછરેલા બે માણસોના સ્વભાવની વિચિત્રતા આલેખવામાં આવી છે. કુમુદચંદ્ર વાર્તાનો નાયક છે અને ચંદ્રકળા નાયિકા છે. તેમના જીવન પ્રસંગો શિવાય વાર્તામાં કશું નથી. ભાષા સાદી સરળ છે એટલે સામાન્ય લોકોને વાંચવાને માટે ઠીક છે.

---

જહાંગીર, રૂસ્તમજી પેસ્તનજી

## કૉલ્ડ બૅક

( ૧૯૦૮ )　　રૂ. ૩-૦-૦

સામાજિક વાર્તા અંગ્રેજીમાંથી ભાષાન્તર કરીને લખેલી છે. ગુજરાતી નામ જડ્યું ન હોય તેમ લેખકે પુસ્તકનું નામ પણ અંગ્રેજી જ રાખ્યું છે. વાર્તા સારી ને મનોરંજક છે. અંધાપાનાં દુઃખ, સાચો પ્રેમ, અજ્ઞાનથી થતી હાનિઓ, દુષ્ટ કર્મનો બદલો કેવો મળે છે વગેરે વિષયોનું વર્ણન વાર્તામાં સારૂં કર્યું છે. ભાષા સાદી સરળ અને પારસી ગુજરાતી જેવી છતાં બહુ અશુદ્ધ નથી. આનંદ મેળવવાને સૌને વાંચવું ગમે એવું છે.

---

જોષી, કલ્યાણરાય નથ્થુભાઇ

## સ્નેહ ગીતા

( ૧૯૧૯ )　　રૂ. ૧-૪-૦

સામાજિક નવલકથા. સ્ત્રીઓને માટે લખાયેલી હોય એમ લાગે છે. કેમકે એમાં સ્ત્રીજીવનની ચર્ચા ઘણી કરેલી છે. એમાં પ્રેમની મીઠાશના અને મોહની અનિષ્ટતાના પ્રસંગો મળી આવે છે તથા સ્નેહલગ્નની ચર્ચા કરેલી છે. ભાષા સાદી ને સરળ છે.

---

જોષી, કલ્યાણરાય નથ્થુભાઇ

## સ્નેહ જ્યોત

( ૧૯૨૦ )　　રૂ. ૧-૦-૦

સામાજિક નવલકથા. "સયાજી વિજય" પત્રની ભેટ આપવા લખાયેલી છે. હાલની કેળવણી પછી બંધાયલા નવા વિચારો પ્રમાણે સંસાર ચિત્ર આપવાનો પ્રયત્ન થયો છે. પ્રેમ, સ્નેહલગ્ન, સ્ત્રી ગૌરવ વગેરેની નવીન ભાવનાઓ અંદર આલેખવામાં આવે છે. જુવાન સ્ત્રી પુરુષોની વાસનાઓ ઉશ્કેરે એમ છે. સંસ્કારી વાચકોને ઉપયોગી છે.

---

જોષી, ત્ર્યંબકલાલ જીવરાજ

## રાજા રામકૃષ્ણ અથવા રમણીની રણભૂમિ

( ૧૯૨૨ )　　રૂ. ૩-૮-૦

સામાજિક નવલકથા હોવા ઉપરાંત ધાર્મિક બોધ પણ આપેલો છે અને તેથી નૈતિક સુધારણાને માટે લોકોમાં ખાસ વંચાવા જેવી છે. ભાષા શુદ્ધ સાદી અને સરળ છે. દુનિયામાં થતા પ્રપંચોનું જ્ઞાન પણ એનાથી સારૂં થાય એમ છે.

---

જોષી, બાળકૃષ્ણ ચુનીલાલ

## સંન્યાસિની

(૧૯૨૬) રૂ. ૧-૦-૦

આર્થિક તથા સામાજિક વિષયની ચર્ચા કરતી નવલકથા. ભાષા સરળ અને શુદ્ધ છે. કોઇ કોઇ ઠેકાણે અતિશયોક્તિ ભરેલાં વર્ણનો છે; પણ બોધક અને રસિક હોવાથી આબાલવૃદ્ધ સર્વને વાંચવા લાયક છે. કોઇ હિંદી કે બંગાળી વાર્તાનો અનુવાદ લાગે છે.

---

(બાલ કવિ) જોષી, લક્ષ્મીશંકર મહાશંકર

## પ્રણય લીલા

(૧૯૧૮) રૂ. ૦-૮-૦

પુસ્તક નાનું પણ રસિક છે. વાર્તા ઐતિહાસિક જેવી છે પણ કલ્પિત જણાય છે. કારણ એમાંની કેટલીક ઘટનાઓ સીસોદીયા કુળને ન છાજે તેવી બતાવી છે. એમાં કર્તવ્યનો બોધ આપ્યો છે. ભાષા સાદી સરળ છે અને પુસ્તક સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

ઝવેરી, હિરાચંદ કસ્તુરચંદ

## જગન્મોહિની અને નટરાજન

(૧૯૨૬) રૂ. ૨-૮-૦

પ્રો. બેઇનની મૂળ અંગ્રેજી વાર્તાનો અનુવાદ છે. એમાં બે વાર્તાઓ છે ને બંને આર્યજીવનના સુંદર આદર્શ રજુ કરે છે. લેખક અંગ્રેજ છતાં સંસ્કૃત કથાને અંગ્રેજીમાં સુંદર રીતે ઉતારી છે ને ગુજરાતી અનુવાદ પણ ઉત્તમ થયો છે. ભાષા મધુર, શુદ્ધ ને સંસ્કારી છે. પતિ એ જ સ્ત્રીને પરમ દૈવત છે તથા પુરુષ જીવનની ખરી સહચરી સ્ત્રી છે તે રસમય રીતે બતાવ્યું છે. બીજી વાર્તામાં કર્મનો અચળ સિદ્ધાન્ત વર્ણવ્યો છે. દરેક સ્ત્રી પુરુષને વાંચવા લાયક છે.

---

ઝવેરી, હિરાચંદ કસ્તુરચંદ

## નાગકન્યા

(૧૯૨૭) રૂ. ૧-૦-૦

પ્રોફેસર બેઇનના એક અંગ્રેજી વાર્તાગ્રંથનો અનુવાદ છે. સાહિત્ય રસિકોને માટે પુસ્તક ઉત્તમ છે. એમાં એક રાજકુમારની વાત લખેલી છે. કંઇક શૃંગારી અને

ભાષા અલંકારિક હોવાથી કાવ્ય રસિકોને આનંદ પડે એવી છે. ભાષા શુદ્ધ છતાં સંસ્કૃતમય વધારે હોવાથી સામાન્ય લોકોને માટે ઉપયોગી નથી. કલાની દૃષ્ટિએ પણ પુસ્તક ઉત્તમ છે. વાર્તા રસમય છે અને વસ્તુઘટના અખંડ પ્રવાહથી ચાલી જાય છે.

---

ઝવેરી, હીરાચંદ કસ્તુરચંદ

## સંસાર સ્વપ્ન

(૧૯૨૪)  રૂ. ૧–૦–૦

પ્રો. બેઇનના "ધી ડિસેન્ટ ઓફ ધી સન" નામના અંગ્રેજી વાર્તાગ્રંથનું ગુજરાતી ભાષાન્તર. પ્રો. બેઇને હિંદુ સંસારનો ચિતાર આપી બહુ સુંદર વાર્તાઓ લખેલી છે તેમાંની આ એક છે. વાર્તા એટલી બધી રસિક છે કે એક વખત પુસ્તક વાંચવા લીધા પછી પૂરૂં કર્યા વગર છોડવું ગમે એવું નથી. એમાં આર્યજીવનની ભાવના અને આર્ય સંસ્કૃતિ સારી રીતે બતાવવામાં આવી છે. ભાષા પણ શુદ્ધ અને સંસ્કારી છે. દરેક માણસને વાંચવું ગમે એવું પુસ્તક છે.

---

ઠક્કર, ઉદ્ધવજી તુલસીદાસ

## વસંત કુમારી

રૂ. ૦–૧૨–૦

સામાજિક નવલકથા. કર્તવ્યનો બોધ અને નીતિ માર્ગમાં નિશ્ચયબળ રાખવાનો બોધ સારો આપ્યો છે. અને વાર્તા દ્વારા સામાજિક જ્ઞાન આપવાનો પ્રબંધ ઠીક કર્યો છે. ભાષા શુદ્ધ સાદી અને સરળ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે. પુખ્ત માણસોએ ખાસ વાંચવા જેવું છે.

---

ઠક્કર, નારાયણ વિસનજી

## ભયંકર ભેદ ભા. ૧–૨

(૧૯૧૭–૧૯)  રૂ. ૬–૦–૦

રેનોલ્ડઝના હોસ્ટ નામના પુસ્તકનો અનુવાદ. સ્થળ અને પાત્રનાં નામો વિદેશી જ રાખ્યાં છે. પુસ્તક રસ ભરી શૈલીમાં લખાયેલું છે. કલ્પનાઓ ઉત્તમ છે. અને સંસારની અદ્ભુત ઘટનાઓ વાર્તામાં ગુંથી છે. ભાષા સાદી સંસ્કારી છે. પુખ્ત ઉમ્મરનાં માણસોને માટે પુસ્તક સારૂં છે.

---

ઠક્કર, નારાયણ વિસનજી

## વિલાયતી વિલાસમાં ફેશનબાઇ ખલાસ

( ૧૯૧૩ ) રૂ ૨–૦–૦

આ સામાજિક વાર્તામાં ચાલુ બનાવોનું ચિત્ર સારૂં આપવામાં આવ્યું છે. પશ્ચિમનું ખોટું અનુકરણ હિંદુ સમાજને કેટલું હાનિકારક છે તેનો ચિતાર સારો આપ્યો છે. ભાષા શુદ્ધ ને સરળ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક ઘણું સારૂં છે. ફેશનમાં તણાઇ જનારાઓએ ખાસ વાંચવા જેવું છે.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## અંગના કે દેવાંગના

( ૧૯૧૮ )

મુળ બંગાળી ભાષામાં શ્રીમતી કુમુદિની બસુના 'અમરેન્દ્ર' નામના પુસ્તકને આધારે દેશકાળને અનુરૂપ અનુવાદ કરી લખેલી નવલકથા છે. એમાં દેશસેવા, પ્રેમ, સમાજ-સુધારણા અને આર્થિક મુક્તિનો ઉપદેશ સમાયલો છે. ભાષા સાદી, સરળ, પણ કવચિત્ સંસ્કૃતના આડંબરવાળી છે. શૈલી સુંદર હોવાથી વાંચવું ગમે તેવું છે. પુસ્તક એકંદરે ઘણું સારૂં અને મોટી ઉંમરનાં સ્ત્રી પુરૂષોએ ખાસ વાંચવા જેવું છે.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## દગલબાજ દુનિયા

( ૧૯૨૦ ) રૂ. ૨–૮–૦

સંસારમાં થતા દગાફટકા બતાવવાના હેતુથી જ વાર્તા લખાયેલી છે. વાર્તાનો કોઇ ઉચ્ચ આદર્શ નથી. એક સામાન્ય વાતને લંબાવી દુરાચારી પાત્રો ક્યાં સુધી પોતાનાં દુષ્ટ કર્મોમાં ફત્તેહમંદ થઇ શકે તે દર્શાવી નીતિમાનનો વિજય બતાવવા પ્રયત્ન કર્યો છે. એથી માણસ સાવધ રહેતાં શીખે, પણ લુચ્ચા માણસોને આવી વાતો ઉત્તેજન રૂપ થઇ પડે છે. સાહિત્યની દષ્ટિએ વાર્તાની કશી કિંમત નથી. સામાન્ય લોકોને માટે ઠીક છે, પણ બાળકો, સ્ત્રીઓ તથા ઉછરતા જુવાનોના હાથમાં આપવા જેવું પુસ્તક નથી.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા

( ૧૯૧૫ ) રૂ ૧–૪–૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. બંગાળીનું ભાષાન્તર છે. એક વિધવા સ્ત્રીનું જીવન આલેખવામાં આવ્યું છે. ભાગ્યવશાત્ વિધવા ઉપર પડતાં દુઃખોનું કરૂણ રસથી

ભરેલું વર્ણન છે અને તદ્દન દરિદ્રાવસ્થામાં પણ પોતાનું શિયળ સાચવી પોતાનું ગુજરાન કેવી રીતે ચલાવે છે તે બતાવ્યું છે. ભાષા સાદી સરળ છે અને પુસ્તક દરેક માણસે વાંચવા જેવું છે.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## સંસાર કે નરકાગાર

( ૧૯૧૭ )    રૂ. ૧–૪–૦

અપરિપક્વ વિચારના ને નબળા મનના માણસો સંગદોષથી પાપાચરણમાં પડી જઇ ખરાબ થાય છે તે બતાવવાનો પ્રયત્ન છે. વિદ્વાનોનું આંતરજીવન પ્રસંગે કલુષિત થાય છે પણ ઠોકર વાગતાં તે સાવધ થઇ જાય છે તે પણ બતાવ્યું છે. એમ સમાજ ઘટનાથી નૈતિક બોધ આપવાનો ઉદ્દેશ છે. ભાષા સાદી સરળ છે. સૌ કોઇ વાંચી શકે એમ છે.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## સ્નેહલગ્નની સુંદરી ભા. ૧–૨

રૂ. ૪–૦–૦

મૂળ બંગાળીમાંથી અનુવાદ કરીને લખેલી સામાજિક નવલકથા. વાર્તામાં કૌટુંબિક જીવનનું સુંદર ચિત્ર રજુ કર્યું છે. શુદ્ધિ, સ્ત્રીઓનું યુગ જીવન, લગ્નની ઉપયોગિતા, એ વિષયની ચર્ચા ઠીક કરી છે. પાત્રો પણ સંસ્કારી કુટુંબનાં લીધાં છે, અને પાત્રાલેખન યથાયોગ્ય થયેલું છે. શૈલી રસિક છે અને ભાષા સાદી અને મધુર છે તેથી સૌને વાંચવું ગમે એવું પુસ્તક છે. સામાન્ય લોકોને માટે પુસ્તક બહુ સારૂં છે.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## સ્વર્ગમાં શયતાન

( ૧૯૧૮ )    રૂ. ૧–૪–૦

બંગાળી ઉપરથી અનુવાદ કરીને લખાયેલી સામાજિક નવલકથા. સામાન્ય લોકોને વાંચવા જેવી છે. ભાષા સાદી ને સરળ છે. સામાન્ય કોટીની હોઇ ખાસ પ્રચાર કરવા જેવી નથી.

---

ઠાકર, અંબાલાલ મોતીલાલ

## ગુણલક્ષ્મી

(૧૯૧૬) રૂ. ૧–૪–૦

સામાજિક નવલકથા છે. વાર્તાનો ખાસ ઉદ્દેશ જણાતો નથી. કન્યાવિક્રય ઉપર કટાક્ષ છે. કાયદાના જ્ઞાન સંબંધી અંગ્રેજી તથા ગુજરાતીમાં ઘણાં પાનાં રોક્યાં છે તે કંટાળો આપે છે. નવરાશના વખતમાં વાંચવા જેવું છે.

---

તાંતરા, દી. જ.

## પવિત્ર પ્યાર

(૧૮૯૮) રૂ. ૦–૮–૦

સાચો પ્યાર કોને કહી શકાય અને એવા પ્યારમાં દુઃખો પણ કેવાં સુખમય લાગે છે તે આ પુસ્તકમાં સારી રીતે બતાવ્યું છે. પ્રેમલગ્નથી જોડાનાર અવિવાહિત સ્ત્રી પુરૂષોએ વાંચવા જેવું છે. ભાષા પારસી ગુજરાતી પણ સરળ છે અને પુસ્તક વાંચવા જેવું છે.

---

તાતા, સોરાબ બી.

## ભરતીઓટ ભા. ૧–૨

(૧૯૧૭–૧૮ રૂ. ૪–૦–૦

પારસી સંસારી વાર્તા. સદાચરણથી સુખ અને દુરાચરણથી દુઃખ એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. સાહિત્યની દૃષ્ટિએ વાર્તામાં કંઇ દમ નથી, પણ નિર્દોષ વાચન તરિકે નવરાશનો વખત પસાર કરવાને પુસ્તક સારૂં છે. ભાષા પારસી ગુજરાતી ને અશુદ્ધ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

તારાપોરવાળા, દાદી એદલજી

## અધીરી અરનવાજ અથવા પસ્તાયલી પારસણ

(૧૯૧૫) રૂ. ૨–૮–૦

પારસી સંસારી નવલકથા છે. પારસી કોમમાં કેળવણીનો ને પશ્ચિમની રહેણી કરણીનો પ્રવેશ થવા માંડયો તે સમયનું ચિત્ર છે. ખોટા વહેમોથી ઉશ્કેરાઇ જતી સ્ત્રીઓ માટે લખાયેલી જણાય છે ને છૂટાછેડાનો પ્રશ્ન ઠીક ચર્ચ્યો છે. તથા પૈસાપૂજા ઉપર ઠીક કટાક્ષ કર્યો છે. ભાષા પારસીસાઇ પણ બહુ અશુદ્ધ નથી. ખાસ પારસીઓને વાંચવા લાયક છે ને બીજાઓને પણ વાંચવી ગમે તેવી છે.

---

તારાપોરવાળા, દાદી એદલજી

## ગુલવાડીનું ગુલાબ

( ૧૯૧૦ ) રૂ. ૩-૮-૦

પારસી સંસારી વાર્તા. કરૂણ રસથી ભરેલી છે. વાર્તા ઘણી રસિક છે અને વસ્તુની ગુંથણી એવી સારી કરી છે કે વાંચનાર ઘડીભર બહારની દુનિયા ભૂલી જાય છે, અને વાંચવી શરૂ કર્યા પછી તેને પૂરી કરે ત્યારેજ છોડે એવી છે. માણેકશાનું મૃત્યુ બહુજ કરૂણાજનક ચિતર્યું છે અને દુષ્ટ બંધુ રતનશાની દુષ્ટતા ઉપર તિરસ્કાર ઉપજાવે છે. પાત્રાલેખન સુરેખ, ભાષા પારસીશાહી પણ સાદી અને સૌને સમજાય એવી છે. એનાથી પારસી સંસારની માહિતી સારી મળે એમ છે.

---

તારાપોરવાળા, દાદી એદલજી

## પતિવ્રતા બાયડીનો વહેમી ભરથાર

( ૧૮૮૬ ) રૂ. ૦-૬-૦

સામાજિક નવલકથા. ખરી ખાત્રી કર્યા શિવાય ફક્ત વહેમથી સ્ત્રી ઉપર તિરસ્કાર ન લાવવા તેમ સ્ત્રીએ પણ પવિત્ર રહી પતિવ્રત આચરવું એ વાર્તાનો વિષય છે તે પ્રસંગો દ્વારા ઠીક સમજાવ્યો છે. ભાષા પારસી ગુજરાતી અને ઘણી અશુદ્ધ છે. અંદર નીતિનો બોધ આપેલો હોવાથી પુસ્તક સ્ત્રી પુરૂષ બંનેએ વાંચવા જેવું છે. ખાસ કરીને પારસીઓને વાંચવું ગમે એવું છે.

---

ત્રિવેદી, અમૃતલાલ સુંદરજી

## મહાશ્વેતા

( ૧૯૦૫ ) રૂ. ૧-૪-૦

સામાજિક નવલકથા છે. એમાં સત્ય, પ્રેમ વફાદારી, નીતિ આદિનો બોધ આપવામાં આવ્યો છે. ભાષા સાદી સરળ છે પણ જોડણીમાં ઘણી જગ્યાએ અશુદ્ધિઓ રહી ગયેલી છે. સામાન્ય લોકોને વાંચવાને પુસ્તક સારૂં છે.

---

ત્રિપાઠી, ધનશંકર હિરાશંકર

## અનુપમ ઉષા

( ૧૯૨૫ ) રૂ. ૨-૦-૦

સામાજિક નવલકથા. મૂળ બંગાળી વાર્તાનું ગુજરાતી ભાષાન્તર છે. વસ્તુસંકલના સારી છે અને સમાજમાં વખતો વખત ચર્ચાતા પ્રશ્નોનો સારી રીતે ઉહાપોહ

કરવામાં આવ્યો છે. ભાષા સાદી અને સરળ હોવાથી સામાન્ય લોકો પણ વાંચી શકે એમ છે. સૌને વાંચવા લાયક છે.

---

ત્રિપાઠી, ધનશંકર હિરાશંકર

## દિવાની કે શાણી? ૨ ભાગ

(૧૯૨૫) રૂ. ૮-૮-૦

અંગ્રેજીમાં મૂળ લેખક વિલ્કી કૉલિન્સના પુસ્તકનો અનુવાદ. સંસારમાં દુષ્ટ માણસો ધર્મનો ડોળ કરી અજ્ઞાની માણસોને કેવી રીતે સતાવે છે અને પોતાનો સ્વાર્થ સાધે છે તેનો તાદૃશ્ય ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. ભાષા સાદી અને સરળ છે તેથી સામાન્ય લોકોને ઉપયોગી થઇ પડે એમ છે. કોઇ કોઇ ઠેકાણે ભૂલો રહી ગયેલી છે તે સુધારવા જેવી છે.

---

ત્રિપાઠી, ધનશંકર હિરાશંકર

## દિવ્ય જ્યોતિ

રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. વાર્તા ઉચ્ચ કોટીની છે. વાર્તાનાં પાત્રો કોઇ સંસ્કારી કુલીન કુટુંબનાં લીધેલાં છે અને વિષય પ્રેમલગ્નનો છે. સંસારની કેટલીક ખરાબ રૂઢિઓને જોઇ કર્તાને દુ:ખ થયેલું ને તેથી તે રૂઢિઓ ઉપર પ્રહાર કરી સુધારો દાખલ કરવા પુસ્તક લખાયું છે. ભાષા શુદ્ધ સંસ્કારી ને રસિક છે. સ્ત્રી પુરૂષનાં આદર્શ જીવનનો ખ્યાલ વાર્તા દ્વારા આપવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. દરેક સ્ત્રી પુરૂષે વાંચવા જેવું પુસ્તક છે.

---

દવે, જેઠાલાલ દેવશંકર

## વિનોદચંદ્ર

(૧૯૧૪) રૂ. ૧-૦-૦

સામાજિક નવલકથા. ઉચ્ચ જીવન રજુ કરવાનો અને નૈતિક બોધ આપવાનો વાર્તાનો ઉદ્દેશ છે અને તે ઘણે ભાગે સફળ થયો છે. માણસને આત્મબળનું ભાન કરાવી સમય સૂચકતા વાપરી કઠણ પ્રસંગોને શી રીતે વટાવવા તે બતાવવામાં આવ્યું છે. વાર્તા રસિક હોઇ વાંચવી ગમે એવી છે. સ્ત્રીઓ અને પુરૂષો બંનેએ વાંચવા જેવી છે. ભાષા સાદી અને સંસ્કારી છે તેથી સામાન્ય માણસો પણ વાંચી શકે એમ છે.

---

દવે, ફેસાકરલાલ અમૃતલાલ

## અનંગભસ્મ

( ૧૯૧૭ )    રૂ. ૦-૮-૦

પ્રોફેસર બેઇનના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. હિંદુસંસારને બંધ બેસતી ઘણી રસિક વાર્તાઓ છે. બેઇને લખી છે તેમાંની આ એક છે. વાર્તાનો આશય સારો છે, અને પાછલા પાતિવ્રત્યની સુંદર ભાવના રજુ કરેલી છે; પણ ભાષા કૃત્રિમ, જોડણીની ખામી વાળી છે તથા શૃંગાર રસ ચીતરવામાં કેટલેક ઠેકાણે અશ્લિલતા આવી ગઇ છે, તેથી બાળકોના હાથમાં આપવા જેવી નથી. પુખ્ત વયનાં સ્ત્રી પુરૂષોને વાંચવા જેવી છે.

---

દારૂવાળા, હીરાંબાઇ સોરાબશા

## ગુમાયલું ગોહર

( ૧૯૨૫ )    રૂ. ૨-૦-૦

સામાજિક નવલકથા. એમાં સંસારના બનાવો વાર્તામાં ગોઠવ્યા છે ને તે દ્વારા નીતિનો બોધ આપ્યો છે. ભાષા પારસી ગુજરાતી અને કંઇક અશુદ્ધ છે પણ એ લેખક તરીકે પુસ્તક સારૂં છે. સામાન્ય લોકોને અને ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા જેવું છે.

---

દારૂવાળા, હીરાંબાઇ સોરાબશા

## નખરાંબાજ નસીબ

( ૧૯૨૧ )    રૂ. ૪-૦-૦

પારસી સંસારી નવલકથા છે. ભાષા સાદી પણ પારસીશાઈ અને અશુદ્ધ છે. ૨૦ વર્ષની ઉપરનાં સાધારણ ભણેલાં માણસોને વાંચવા જેવું છે. ખાસ કરીને પારસીઓને વાંચવા લાયક છે. વાર્તાની શૈલી રસિક છે અને તેથી પુસ્તક વાંચવું ગમે તેવું છે.

---

દાવર, ગુલબાનુ કાવસજી

## જંગી જોરદસ્ત લુટારાની ભેદી ગુફા

( ૧૮૯૭ )    રૂ. ૦-૧૨-૦

મૂળ અંગ્રેજી પ્લોટ ઉપરથી ઇરાની સંસારમાં ઘટાવેલી વાર્તા છે. જંગી જોરદસ્ત એ લુટારાનું નામ છે અને તેની ટોળીનાં પરાક્રમો તથા ભેદી ગુફાનું વર્ણન વાર્તામાં કરવામાં આવ્યું છે. અંદર નીતિનો બોધ પણ છે. ભાષા સંસ્કારી વાચકને અશુદ્ધ લાગે તેવી તદ્દન પારસીશાહી છે. સામાન્ય વાચકોને માટે પુસ્તક ઠીક છે.

---

'દિલકસ'

## ધર્મોજય

( ૧૯૦૮ )

અંગ્રેજીમાંથી ભાષાન્તર કરેલી અંગ્રેજ સમાજને લગતી વાર્તા છે અને પાત્રોનાં તથા સ્થળોનાં નામ પણ અંગ્રેજી જ છે. સાહિત્યની દૃષ્ટિએ વાર્તામાં કંઇ દમ નથી. કેટલાક બનાવો કલ્પના વિરૂદ્ધ છે. અંતમાં ધાર્મિક સિદ્ધાન્ત પુરવાર કરવાનો ઠીક પ્રયત્ન કર્યો છે. ભાષા પારસી ગુજરાતી અને અશુદ્ધ છે. પારસીઓને વાંચવી ગમે ખરી. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## અજામીલ અથવા ગરીબનું નસીબ ગરીબ ભાગ ૨

( ૧૯૨૮ ) રૂ. ૫–૦–૦

મૂળ અંગ્રેજીમાં વિક્ટર હ્યુગોએ લખેલી 'લા મિઝરેબલ' નામની વાર્તા ઉપરથી ગુજરાતીમાં અવતરણ કરેલું છે. ભાષા સાદી સરળ અને શુદ્ધ છે ને સામાન્ય લોકો સમજી શકે એવી છે. અંદર સામાજિક વિષયો સારા ચર્ચ્યા છે. કર્તવ્યના બોધ સાથે અંધશ્રદ્ધા દૂર કરે એવા તથા સુખદુઃખને સમયે પુરૂષ પ્રયત્ન અને ઇશ્વર કૃપાથી કાર્યસિદ્ધિ થાય છે એવું બતાવનારા પ્રસંગો વર્ણવ્યા છે. વાર્તા દરેકને વાંચવા જેવી છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## આસિસ્ટન્ટ કલેકટર

રૂ. ૧–૪–૦

સામાજિક નવલકથા. અંગ્રેજીનું ભાષાન્તર છે. ઇંગ્લાંડની ઉંચી કેળવણી લઇ આવેલો જુવાન અંધશ્રદ્ધાવાળાં પોતાનાં સગાં તથા મૂર્ખ સ્ત્રીના સમાગમમાં જીવનને કેવું દુઃખી બનાવે છે તથા ધર્મ ઘેલછાથી મહારાજોના ફંદમાં ફસાયલી સ્ત્રી પતિ કરતાં ગુરૂને વિશેષ ગણી પાપકર્મમાં ફસાય છે, તે વાર્તામાં સારી રીતે બતાવી આપ્યું છે. ભાષા સારી સંસ્કારી છે ને સૌને વાંચવા લાયક છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## ઉષાકાન્ત

( ૧૯૦૮ ) રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. એમાં સમાજ સુધારણાના પ્રશ્નો સુંદર રીતે ચર્ચેલા છે. સાદી સરળ ને શુદ્ધ ભાષામાં રસિક વર્ણનાત્મક વાર્તા હોવાથી સામાન્ય વાચક સમજી શકે અને સમાજ સુધારામાં રસ લઇ શકે એમ છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## તરલા અથવા ઊર્મિનો આવેગ

( ૧૯૩૦ ) રૂ. ૨-૮-૦

સામાજિક નવલકથા. ખાસ સ્ત્રીઓની ઉન્નતિ સાધવાના ઉદ્દેશથી આ પુસ્તક લખાયું લાગે છે. અતિ સ્વાતન્ત્ર્યથી શું પરિણામ આવે છે અને ઠોકર વાગે છે ત્યારે માણસ સુધરે છે તથા જુવાનીમાં અંકુશની જરૂર છે તે આમાં બતાવ્યું છે. દુનિયામાં કેવી કેવી જાતના માણસો હોય છે અને તેમનાથી ચેતતા રહેવાની કેટલી જરૂર છે તે સારી રીતે બતાવ્યું છે. અધુરા ભણતરમાં અને પૂરા ભણતરમાં કેટલો તફાવત છે તે એમાંથી જણાય છે. વાર્તાની ગુંથણી ઉત્તમ પ્રકારની છે અને એવી રસિક રચના ગોઠવી છે કે પુસ્તક વાંચવા લીધા પછી છોડવું ગમતું નથી. ભાષા પણ શુદ્ધ સંસ્કારી અને સૌ કોઇ સમજી શકે એવી સહેલી છે. પુસ્તક દરેક પુસ્તકાલયમાં રાખવા લાયક છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## મૃદુલા

( ૧૯૧૮ ) રૂ. ૦-૧૨-૦

સામાજિક નવલકથા છે. વાર્તાનું વસ્તુ સુંદર છે અને સમાજ સુધારણાના ઉદ્દેશથી લખાયેલી છે. પ્રેમ તથા કર્તવ્યનો બોધ આપી ઉન્નત ગૃહજીવનનો ચિતાર રજુ કરે છે. સર્વ સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક છે. ભાષા સાદી અને સંસ્કારી છે ને લખાણની શૈલી રસિક છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## સોલીસીટર

રૂ. ૧-૮-૦

અંગ્રેજીમાંથી અનુવાદ કરેલી સામાજિક નવલકથા. એમાં સમાજ સુધારાના વિષયો સારી રીતે ચર્ચ્યા છે અને પુનર્લગ્નની હિમાયત કરી છે તથા જાહેર સભાઓમાં જઇ લાંબાં લાંબાં ભાષણો આપવા કરતાં પોતાની જાતથી જ સુધારો શરૂ કરવાનો બોધ આપ્યો છે. તેમજ સંસ્કારી સ્ત્રી પુરૂષનું જીવન કેવું સુખી નિવડે છે તે વાર્તાદ્વારા બતાવ્યું છે. ભાષા સંસ્કારી અને રસિક હોવાથી સૌને વાંચવું ગમે તેવું છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## સિતારનો શોખ

( ૧૯૧૧ ) રૂ. ૧-૮-૦

આ સામાજિક નવલકથા કાઉન્ટ ટોલસ્ટોયના એક ગ્રંથનો અનુવાદ છે. એમાં એક અનુભવી પુરૂષની સળંગ આત્મકથા છે અને સત્ય ઘટનાઓથી ભરેલી લાગે છે. ભાષા

સાદી પણ સંસ્કારી અને હૃદયંગમ હોવાથી એમાં સમાયલો ઉપદેશ ઝટ ગળે ઉતરી જાય છે. સ્નેહલગ્ન અને દેહલગ્નના ખુલાસા એમાં સારા કરવામાં આવ્યા છે. પુખ્ત ઉમ્મરનાં સ્ત્રી પુરૂષોને ખાસ વાંચવા જેવી છે.

---

દીવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ

## સીતારનો શોખ અથવા કહેવાતાં સ્નેહ લગ્ન

( ૧૯૧૧ ) રૂ. ૧–૮–૦

પુસ્તકમાં બે સામાજિક વાર્તાઓ છે. પહેલીમાં ટોલસ્ટોયના સ્નેહલગ્ન વિરૂદ્ધના વિચારો પારસી નાયકને મુખે પારસી સંસારને લાગુ પાડીને દર્શાવ્યા છે, અને પ્રેમનું સત્ય સ્વરૂપ સમજાવવા પ્રયત્ન થયો છે. બીજી વાર્તા બંગાળી 'સુરબાળા'નો અનુવાદ છે. એમાં આર્ય સ્ત્રીઓની મહત્તા સિદ્ધ કરી છે. પવિત્રતા, સ્નેહ, પરોપકાર અને લોક કલ્યાણની ભાવનાને વ્યક્ત કરી બતાવી છે. વાર્તાઓ સુંદર અને રસિક છે. વસ્તુ ઘટના સુશ્લિષ્ટ અને પાત્રાલેખન ઉત્તમ છે. ભાષા પણ શુદ્ધ સંસ્કારી ને સરળ છે. પુસ્તક દરેક સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે.

---

દીવેટીઆ, રણજીતભાઇ રજુભાઇ

## પ્રિયકાન્ત

( ૧૯૧૦ ) રૂ. ૧–૮–૦

આવી સામાજિક નાની નવલકથાઓ સમાજ સુધારણાને માટે બહુ ઉપયોગી છે. સ્ત્રી કેળવણીની હિમાયત કરેલી છે અને નૈતિક બોધ પણ ઠીક આપ્યો છે. ભાષા શુદ્ધ અને રસિક હોવાથી વાંચવી ગમે તેવી છે. વાર્તાનો અંત કરૂણ છે છતાં અકુદરતી નથી લાગતું. લેખકે સમાજ સુધારણાને માટે પોતાને જે કહેવાનું તે પાત્રોદ્વારા પ્રસંગો ઉપજાવીને કહેવડાવ્યું છે.

---

દીક્ષિત, પ્રસન્નવદન છબીલારામ

## કુલલક્ષ્મી કમલા

( ૧૯૨૪ ) રૂ. ૧–૪–૦

સામાજિક નવલકથા. હાલના વ્યક્તિ સ્વાતંત્ર્યના જમાનામાં આ પુસ્તક સારી અસર કરે એમ છે. ભાષા સારી પણ સંસ્કૃતમય છે. સૌને વાંચવા જેવું છે.

---

દ્વિવેદી, કેવળરામ શિવરામ

## બે મુદ્રિકા

( ૧૯૦૮ )　　રૂ. ૦-૭-૦

સામાજિક નવલકથા. વિશુદ્ધ પ્રેમ કેવો હોય તે બતાવવા પ્રયત્ન થયો છે. અને 'સરસ્વતીચંદ્ર'નું કંઇક અનુકરણ થયેલું લાગે છે. કલાની દૃષ્ટિએ પુસ્તકમાં કંઇ દમ નથી. એક વાર્તા તરીકે સારૂં છે. ભાષા પણ ક્લિષ્ટ અને સંસ્કૃત શબ્દોના ભરણાવાળી હોવાથી સામાન્ય લોકોને સમજવી અઘરી પડે ખરી.

---

દ્વિવેદી, જયશંકર બોટીદાસ

## આશકની આત્મકથા

( ૧૯૨૩ )　　રૂ. ૧-૦-૦

ઇસ્લામી સંસારને લગતી એક રસિક વાર્તા. એમાં એક સાચી સ્નેહ રાણી અને તેના ઉમદા ખવાસના આશકના વિશુદ્ધ સ્નેહનો મર્મ બતાવતી સુંદર કથા લાક્ષણિક શૈલીમાં વર્ણવવામાં આવી છે. ભાષા સાદી અને સંસ્કારી છે અને સામાન્ય તેમજ શિષ્ટ વર્ગને વાંચવા લાયક નવલકથા છે

---

દ્વિવેદી, જયશંકર બોટીદાસ

## ગુલબદન

( ૧૯૨૨ )　　રૂ. ૩-૦-૦

સામાજિક નવલકથા. મુસલમાન સંસારને લગતી વાર્તા છે. એમાં માણસની કસોટી સંકટ સમયે જ થાય છે તે બતાવ્યું છે અને સ્ત્રીના શા શા ધર્મ છે તે ગુલબદન ને મોહસીનનાં પાત્ર દ્વારા સારી રીતે બતાવ્યું છે તથા અવનતિ થવાનો માર્ગ અનીતિ જ છે તેનો ખ્યાલ કાજી આસિફ ઉદૌલાના પાત્રથી આપ્યો છે. દગાબાજ દોસ્તો કેવા હોય છે તથા શુદ્ધ પ્રેમ કેવો હોય તે પણ બતાવ્યું છે. વાર્તા સારી છે ને દરેક માણસે વાંચવા જેવી છે. ભાષા પણ સાદી ને સૌ સમજે તેવી છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

દુર્લભજી જુઠાભાઇ

## મંજુ અને મોહન અથવા ભાગ્યહિન ભાઇબેન

( ૧૯૧૯ )　　રૂ. ૨-૮-૦

સામાજિક નવલકથા છે. સંસારની ખરાબ રૂઢિઓનો નાશ કરવાનો બોધ આપવા વાર્તા લખાયલી છે પણ નાયક-નાયિકા પોતાની ઇચ્છા પાર પાડે તે પહેલાંજ તેઓ

ભાગ્યચક્રમાં સપડાઇ પડે છે એટલે વાચકનામાં શુભ કામ કરવાની આશ ભીડતાં ઉલટી ના હિંમત થઇ આવે એમ છે. કેટલાંક પાત્રો અનીતિનાં દ્યોતક છે તે સારી છાપ પાડતાં નથી. જ્ઞાતિબંધન તોડવાનો સરળ પ્રયત્ન જણાય છે. એકંદરે પુસ્તક વાંચવા જેવું છે પણ જુવાન માણસોના હાથમાં આપવા જેવું નથી.

---

દેશાઇ, અરદેશર ખ.

## જીગર કે દિગર

(૧૯૧૭) રૂ. ૨–૦–૦

અંગ્રેજી ઉપરથી લખાયલી પારસી સંસારી વાર્તા. એમાં પારસી સંસારનો ચિતાર સારો આપવામાં આવ્યો છે ને કેટલોક નૈતિક બોધ આપ્યો છે. 'ધર્મે જય અને પાપે ક્ષય' એ વાર્તાનો વિષય છે. ભાષા પારસી ગુજરાતી ઘણી અશુદ્ધ છે. પારસીઓને આ પુસ્તક વાંચવું ગમે ખરૂં. સામાન્ય લોકોને માટે પુસ્તક ઠીક છે.

---

દેશાઇ, ઇચ્છારામ સૂર્યરામ

## સવિતા સુંદરી

રૂ. ૦–૬–૦

'ગુજરાતી' પત્રના ગ્રાહકોને ભેટ આપવા લખાયેલી આ નાનકડી નવલકથા ખાસ વાંચવા જેવી છે. સવિતા અને સુંદરી નામે બે પાત્રો વાર્તામાં ગુંથી સમાજ સુધારાના પ્રશ્નો ઠીક ચર્ચ્યા છે. માત્ર કુળની મોટાઇને લીધે નાલાયક વરો પણ ઉત્તમ કન્યા મેળવી શકે છે ત્યારે ઉત્તમ પુરૂષોને પણ હલકા કુળને કારણે કન્યા મળતી નથી અને તેમનું જીવન દુઃખમય નિવડે છે તે વાત રસિક રીતે વર્ણી છે. લેખક સંસ્કારી હોવાથી શિષ્ટ ભાષા વપરાયેલી છે તેથી સૌને વાંચવી ગમે તેવી છે.

---

દેશાઇ, ચિમનલાલ રતનલાલ

## સુધરેલી સીતા યાને આ તે સુધારો કે કુધારો?

(૧૯૧૬) રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. પાશ્ચાત્યોની વાંદરિયા નકલ કરવાથી અને પોતાના ધર્મના ગ્રંથો વાંચ્યા શિવાય એકલી અંગ્રેજી કેળવણી લઇ યૂરોપિય સુધારો ગ્રહણ કરવાથી શું પરિણામ આવે છે તે આ વાર્તામાં સારી રીતે બતાવ્યું છે. સીતા જેવી પવિત્ર સ્ત્રી પશ્ચિમના સુધારામાં પડી જઇ કેવી ખરાબ થઇ જાય છે તે વાર્તાનો વિષય છે. પુસ્તક બોધદાયક અને બધાને વાંચવા જેવું છે. ખાસ કરીને તરૂણો અને સ્ત્રીઓને માટે વધારે ઉપયોગી છે. ભાષા સરળ અને શુદ્ધ છે તેથી સામાન્ય લોકો પણ સમજી શકે એમ છે.

---

**દેશાઇ, ધીરજલાલ ચીમનલાલ**

## રંગીલી સંધ્યા

( ૧૯૨૧ )     રૂ. ૨—૦—૦

પ્રોફેસર એફ. ડબલ્યુ. બેનનાં અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. સંસ્કૃતમાંથી મૂળ વસ્તુ લઇને અંગ્રેજીમાં આ વાર્તા લખાયેલી છે અને તેના ઉપરથી ગુજરાતીમાં અનુવાદ થયો છે. વાર્તા રસમય લખાયેલી છે એટલે લોકો હોંસથી વાંચી શકે એમ છે. વિષય ધાર્મિક લીધો છે છતાં નાગકન્યાના સ્ત્રી પાત્રને બહુ જ ખરાબ ચીતરવામાં આવ્યું છે, તે ઠીક નથી થયું. ભાષા અને વિચારો સારા છે.

---

**દેશાઇ, રમણલાલ વસંતલાલ**

## શિરીષ

( ૧૯૨૭ )     રૂ. ૧—૦—૦

એક કલ્પિત સામાજિક નવલકથા. રા. દેશાઇ વાર્તા લેખક તરિકે બહુ જાણીતા થયા છે. એમની વાર્તાઓ રસિક, બોધક અને પ્રેરણાત્મક છે તેથી જુવાન વર્ગને બહુ રૂચિકર થઇ પડી છે. તાદૃશ ચિત્ર ખડું કરવાની એમની શક્તિ અદ્ભુત છે અને કલ્પનાઓ પ્રૌઢ છે. ભાષા પણ સંસ્કારી છે. આ વાર્તા તેમાંની એક છે. નવયુગના જુવાનોનો ઉત્સાહ કયે રસ્તે વળે છે અને કયે રસ્તે વાળવો તે શિરીષના પાત્ર ઉપરથી બતાવ્યું છે અને તેની પત્ની પણ નવયુગની સ્ત્રી પતિને માટે કેવા પ્રકારનો ત્યાગ આપી શકે છે તે સુંદર દૃષ્ટાન્ત પૂરું પાડે છે. ચાલુ જમાનાના પ્રશ્નોની ચર્ચા ઝીણવટથી કરી છે. નવયુગનાં સ્ત્રી પુરૂષોએ પુસ્તક ખાસ વાંચવા જેવું છે.

---

**દેશાઇ, વ્રજરાય વસંતરાય**

## પ્રેમઘેલો દોરાબ અથવા પ્રેમપરીક્ષા

( ૧૮૯૬ )     રૂ. ૧—૮—૦

પારસી સંસારને લગતી નવલકથા. અંગ્રેજીમાં ડીઝરાયલી કૃત 'હેન્રી એટ આ ટેમ્પલ' નામના પુસ્તકનું ભાષાન્તર પારસી સંસારને બંધ બેસે એવી રીતે કરેલું છે. વાર્તા નાયક દોરાબજી પૈસાના લોભે પોતાના મામાની દીકરીને પરણવા કબુલત આપે છે પણ પાછળથી સીરીન નામની સુંદર અને સુશીલ છોકરીના સમાગમમાં આવે છે ને તેના ઉપર આસક્ત થાય છે ને છેવટે અનેક મૂશ્કેલીઓ છતાં પૈસાની પરવા ન કરતાં તેની જ સાથે લગ્ન કરી સુખી થાય છે. એ વાર્તાનો વિષય છે. ભાષા પારસી ગુજરાતી ને અશુદ્ધ છે. પણ પુસ્તક રસિક છે ને સામાન્ય લોકોને વાંચવું ગમે એવું છે. પારસીઓને ખાસ.

---

દેશાઇ, હિરાલાલ ગોપાળદાસ

## અનંતકળા

સામાજિક નૈતિક નવલકથા. મોટી ઉંમરનાં સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક છે. ભાષા શુદ્ધ પણ સંસ્કૃતમય હોવાથી તેમજ કળામય રીતે લખાયલી હોવાથી લગભગ મેટ્રિક સુધી ભણેલા અને સાદા જ્ઞાનવાળા જ વાંચી શકે. પાત્રાલેખન સારૂં છે અને નૈતિક બોધ ઠીક આપ્યો છે.

---

ધરાદેવ, રત્નસિંહ ગોવિંદજી વૈદ્યશાસ્ત્રી

## વિવિધ સુખાભાસ ભા. ૧

( ૧૯૧૪ ) રૂ. ૨–૮–૦

આ સામાજિક નવલકથા સામાન્ય લોકોને ઉપયોગી છે. ધર્મથી જ મોક્ષ મળે છે એ એનો વિષય છે અને આ કલિયુગમાં કેવળ અધર્મી માણસો ફાવી જાય છે અને ધર્મપરાયણ માણસો દુઃખી થાય છે તે બતાવ્યું છે. ભાષા સાદી અને સરળ છે.

---

નગીનદાસ મંછારામ

## નવલ નવરંગી અથવા ફેશનની ફિશીયારી

( ૧૯૨૦ ) રૂ. ૦–૮–૦

સામાજિક નવલકથા. સમાજ સુધારણાની બાબત એમાં ચર્ચવામાં આવી છે અને ખાસ કરીને રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહારની વિશેષ હિમાયત કરી છે. પણ વિષય કરતાં વિસ્તાર બહુ વધારી દીધો છે. એટલું જ કહેવાનું બહુ ટુંકામાં કહી શકાત. ભાષા સાદી સરળ છે પણ સુરતી લઢણ કંઇક આવી જાય છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

નગીનદાસ મંછારામ

## લાલમલાલ યાને સુરતી સહેલાણી

( ૧૯૧૮ ) રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. ઘણી બોધક અને જીવનની ઉન્નતિ સાધક છે. લેખકે સાબીત કરી આપ્યું છે કે મોઢેથી શિખામણ આપવાથી માણસ સુધરતો નથી, પણ જ્યારે તે ઠોકર ખાય છે ત્યારે જ તેને જ્ઞાન આવે છે; તેમજ એક પવિત્ર પરોપકારી મોહિની સ્ત્રી પોતાના બુદ્ધિ બળથી પોતાનું શિયળ સાચવીને પોતાની બેનપણીના દુષ્ટ

પતિને સુધારી તેમનું જીવન સુખમય બનાવે છે; તેનું ઉત્તમ દૃષ્ટાંત આ વાર્તા પૂરૂં પાડે છે. ભાષા શુદ્ધ ને સંસ્કારી છે. વાર્તા રસિક છે ને વાંચવી ગમે એવી છે.

---

**નટવરલાલ ચુનીલાલ**

## જર કે ઝેર

(૧૯૨૭)    રૂ. ૧-૪-૦

સંસારમાં બનતા સાધારણ બનાવો ઉપરથી વાર્તા ઉપજાવી કાઢી છે. કરો તેવું પામો એ વાર્તાનું રહસ્ય છે અને પૈસાના લોભે માણસ કેવાં કેવાં દુષ્ટ કર્મો કરે છે તે બતાવ્યું છે. ભત્રીજાની મિલકત ખાઇ જવા કાકો કેવાં કાવત્રાં રચે છે, પણ અંતે નિર્દોષને પ્રભુ બચાવી લે છે તેનો ચિતાર સારો આપ્યો છે. ભાષા સાદી ને સરળ છે ને પુસ્તક સૌને વાંચવા લાયક છે.

---

**નર્મદાશંકર બાળાશંકર**

## સંસાર દર્પણ

(૧૯૧૪)    રૂ. ૧-૦-૦

બંગાળીમાં મૂળ લખનાર બાબુ રમેશચંદ્ર દત્તના 'સમાજ' નામના પુસ્તકનો અનુવાદ છે. એમાં સમાજ સુધારણાના પ્રશ્નો બહુ સારા છણ્યા છે અને વાર્તાને સુઘટિત રીતે ગોઠવી રસિક બનાવી છે. ભાષા પણ સંસ્કારી છતાં સાદી અને સામાન્ય લોકો સમજી શકે એવી છે. પુસ્તક સૌને વાંચવા લાયક છે.

---

**પટેલ, જરબાઇ એદલજી**

## ફિરોઝમહાલ યાને દૌલત

(૧૯૧૩)    રૂ. ૩-૦-૦

સામાજિક નવલકથા. જન સ્વભાવનું વર્ણન અને ચરિત્ર નિરૂપણ સારૂં કરવામાં આવ્યું છે અને નીતિનો તથા કર્તવ્યનો બોધ રસમય ભાષામાં આપવામાં આવ્યો છે. લેખક પારસી છતાં ભાષા શુદ્ધ ને સરળ છે. દરેક માણસને વાંચવું ગમે એવું પુસ્તક છે.

---

**પટેલ, જહાંગીર નસરવાનજી (ગુલફામ)**

## જરની જંજાળ

(૧૯૨૫)

પારસી સંસારી નવલકથા. અંદર ડિટેક્ટિવની કુશળતાની વાત આવે છે તેથી ડિટેક્ટિવ પણ કહી શકાય. આ વાર્તામાં જર નામનું પાત્ર મુખ્ય ભાગ ભજવે છે. લોકોનું

ભલું કરવા જતાં પોતે વારંવાર મૂશ્કેલીમાં આવી પડે છે છતાં હિંમત હારી ન જતાં બહાદુરીથી આગળ કામ કર્યે જાય છે અને ડોસુ ડિટેક્ટિવ પણ ઘણી સફાઇથી લુચ્ચા રામચંદ્રનો ભેદ શોધી કાઢી દુશ્મનોને ઘેરી લે છે. અને વાર્તાનો અંત સુખમાં આવે છે. ભાષા પારસી ગુજરાતી ને અશુદ્ધ છે પણ સૌને વાંચવી ગમે એવી છે. વાર્તાનું નામ ભ્રમ ઉપજાવે એવું છે. એનો દેખીતો અર્થ પૈસાની પીડા થાય પણ અહીં જર નામ પૈસા ને બદલે નહિ પણ એક પાત્રને બદલે વાપર્યું છે.

---

પટેલ, જહાંગીર નસરવાનજી ( ગુલફામ )

## માશુકનો ઇશારો

( ૧૯૦૭ ) રૂ. ૨–૮–૦

સામાજિક નવલકથા રાઇટર હેગાર્ડની 'આયેશા' નામના અંગ્રેજી પુસ્તકનો તરજુમો છે. નવરાશના વખતમાં કે શ્રમ કર્યા પછી નિર્દોષ આનંદ મેળવવા ફુરસદના વખતમાં વાંચવા જેવી વાર્તા છે. પ્રેમ લગ્ન અને પવિત્ર પ્રેમનું વર્ણન કરવામાં આવ્યું છે ને પાત્રો હજારો વર્ષનાં જુના કાળનાં લીધાં છે. ભાષા પારસી ગુજરાતી ને ઘણી અશુદ્ધ છે.

---

પટેલ, જહાંગીર નસરવાનજી ( આઝાદ )

## મૂર્તિની આંખનો હીરો

( ૧૯૧૭ ) રૂ. ૧–૮–૦

ઇસ્લામી સંસારી વાર્તા. લેખક એને સ્વતંત્ર લખેલી કહે છે પણ અંગ્રેજી ઉપરથી અનુવાદ કરેલી હોય એમ સ્પષ્ટ જણાય છે. વાર્તા સાધારણ કોટીની છે અને અંદર પિંજણ પુષ્કળ છે એટલે રસ ટકી શકતો નથી. ભાષા પારસીશાહી ને ઘણી અશુદ્ધ છે. ડિટેક્ટિવ જેવી સાહસ કથા હોવાથી સામાન્ય લોકોને વાંચવી ગમે ખરી.

---

પટેલ, જહાંગીર નસરવાનજી ( ગુલફામ )

## મોહબતી બજાર

( ૧૯૦૬ ) રૂ. ૧–૮–૦

પારસી સંસારી વાર્તા. લેખકે પોતાના સમાજની ખામીઓ વાર્તા દ્વારા ઉઘાડી પાડી છે. પ્રેમ એ બજારની વસ્તુ નથી તે તથા સાહસિકતા અને સારી રીતભાતનો બોધ વાર્તામાંથી મળે છે. કોઇ કોઇ ઠેકાણે હાસ્યરસ પણ સારો છે. ભાષા પારસી ગુજરાતી અને અશુદ્ધ છે પણ વાર્તા વાંચવી ગમે એવી છે.

---

પટેલ, જહાંગીર નસરવાનજી ( ગુલફામ )

## ચશમ ચોર યાને બાગમાં નાગ

રૂ. ૩-૦-૦

ઐતિહાસિક જેવી લાગતી સામાજિક નવલકથા. એક વેષધારી ક્યાં સુધી પ્રપંચ ફેલાવે છે તે બતાવી વફાદારી અને કર્તવ્યનો બોધ આપ્યો છે. વાર્તા રસિક અને કંઇક હાસ્ય રસથી ભરેલી છે. ભાષા સાદી પણ પારસી ગુજરાતી લાગે એવી છે. સૌને વાંચવા લાયક છે.

---

પટેલ, ડી. એન.

## ચસમનો ખસમ

( ૧૯૦૬ )　　રૂ. ૨-૦-૦

પારસી સંસારી નવલકથા. ખાસ પારસીઓને માટે જ લખાયેલી લાગે છે. પારસી સંસારમાં જે અનેક સડા પેઠેલા છે તે ઉઘાડા પાડી દૂર કરવાના ઉપાય બતાવ્યા છે. ભાષા પણ પારસી ગુજરાતી અને ઘણી અશુદ્ધ છે.

---

પટેલ, મગનલાલ શંકરલાલ

## સુખી સદન

( ૧૯૦૫ )　　રૂ. ૦-૬-૦

સામાજિક નવલકથા છે અને તેમાં ખાસ કરીને વ્યભિચારથી થતાં દુષ્ટ પરિણામ બતાવવામાં આવ્યાં છે. હલકા પ્રકારનાં પુસ્તકો વાંચી અવળે માર્ગે ચઢી જનારા અને થોડું ભણેલા ગામડાના લોકોને ખાસ વાંચવા જેવી છે. ભાષા હલકા પ્રકારની અને કવિતાઓ નમાલી. નકામી કહેવતો વધારે વાપરેલી છે, તેથી સાહિત્યની દૃષ્ટિએ બહુ કિંમત નથી.

---

પરીખ, સોમચંદ મણિલાલ

## સ્નેહલગ્ન યાને સાધ્વી સરોજ

રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. માબાપોએ છોકરા છોકરીનાં ગોઠવી આપેલાં લગ્ન કરતાં એક બીજાના ઉપર પ્રેમ ઉત્પન્ન થયા પછી જે લગ્ન થાય તે જ સુખી નિવડે છે એમ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. શ્રીમંત કુટુંબમાં ઉછરેલી કન્યા પતિ સ્નેહની ખાતર પિતાની સાઠ લાખની દોલતને જતી કરે છે. પતિની માંદગી અને નિર્ધનતામાં અનેક સંકટો વેઠે છે. નિરાધાર રખડેલની ચાકરી કરે છે વગેરે પ્રસંગો સારી રીતે વર્ણવવામાં આવ્યા છે.

સ્નેહલગ્નની કલ્પનાઓ જો કે બહુ સારી છે; પણ તે વ્યવહારમાં ભાગ્યે જ ઉતરી શકે છે અને સ્નેહલગ્નના નામથી જોડાઇ ઘણાં જોડાં દુઃખી થાય છે. ઠરેલ અને પુખ્ત ઉમ્મરના માણસોએ વાંચી તરૂણોને તેમાંથી ઘટતો બોધ આપવાની જરૂર છે. ભાષા સાદી સરળ પણ અશુદ્ધિના દોષો વાળી છે.

---

પાઠક, જગજીવન કાળીદાસ

## નૌકા ડુબી

(૧૯૨૦) રૂ. ૩–૪–૦

કવિવર રવીન્દ્રનાથ ટાગોરની એક સુંદર વાર્તાનો અનુવાદ છે. ઉચ્ચ જીવનના આદર્શો રજુ કરનાર પ્રથમ પંક્તિની સામાજિક નવલકથા છે. ભાષા શુદ્ધ સંસ્કારી અને શૈલી સુંદર છે. ઉચ્ચ જીવનની ભાવના રાખનાર દરેક માણસને વાંચવા લાયક છે. વસ્તુ વિધાન, પાત્રાલેખન વાર્તામાં પૂરેપૂરાં સફળ નિવડયાં છે.

---

પાવરી, દીનશાહ

## સંગ તેવો રંગ

(૧૯૨૧) રૂ. ૧–૧૨–૦

પારસી સંસારી વાર્તા. લખાવટ સારી છે પણ પાત્રાલેખન બરાબર નથી. સંસારના પ્રસંગો આપી નીતિનો બોધ આપવા પ્રયત્ન કર્યો છે. સાધારણ રીતે પુસ્તક ઠીક છે. ભાષા પારસી ગુજરાતી છતાં પ્રમાણમાં શુદ્ધ છે. સાધારણ ભણેલા ને સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

પંડિત, ઉદયચંદ લાલચંદ

## સંસારસેત્રંજ યાને કરણી તેવી પાર ઉતરણી ભા. ૧–૩

(૧૯૧૯) ૫–૦–૦

વિલીયમ જ્યોર્જ રેનોલ્ડઝની 'ફોસ્ટ' નામે નવલકથાને આધારે હિંદુ સંસારને ઘટતો ફેરફાર કરી અંગ્રેજીમાંથી અનુવાદ કરી લખેલી વાર્તા છે. ભાષા સાદી, શુદ્ધ હોઇ શૈલી રસિક હોવાથી સર્વ મનુષ્યોને વાંચવી ગમે એવી છે. વિષય ધાર્મિક–નૈતિક લીધો છે. અને સત્ય, અહિંસા, અક્રોધ, ત્યાગ, સંયમ, જપ, તપ, દયા, ક્ષમા, પરોપકાર વગેરે સદ્ગુણોનો બોધ વાર્તાના રૂપમાં સારો આપ્યો છે. દૈવી અને આસુરી સંપત્તિ સમજાવી દૈવી સંપત્તિનો વિજય બતાવ્યો છે. પુખ્ત ઉમ્મરનાં મનુષ્યોએ ખાસ વાંચવા જેવું છે. પુસ્તક શરૂ કર્યા પછી અધૂરૂં મૂકવું ગમે એવું નથી.

---

પંડિત, સોમેશ્વર મગનલાલ

## ગૃહદશા

( ૧૯૧૦ )      રૂ. ૦–૧૨–૦

ચાહના બગીચામાં મજુરોને પડતાં દુઃખોનો કરૂણ ભાષામાં ચિતાર સારો આપ્યો છે અને ગીરમાટીયાનો સવાલ વાર્તા રૂપે ઠીક ચર્ચ્યો છે. ભાષા પણ સારી સંસ્કારી છે. આવાં પુસ્તકોનો સમાજમાં ખાસ પ્રચાર કરવા જેવું છે કે જેથી ભોળા લોકો પરદેશીઓની પ્રપંચ જાળમાં ફસાતા બચે.

---

પંડિત, સોમેશ્વર મગનલાલ

## દીનાનાથ

રૂ. ૦–૮–૦

સામાજિક નવલકથા. ઘણું કરીને બંગાળીમાંથી ઉતારેલું જણાય છે. ભાષા સાદી અને શુદ્ધ છે. નૈતિક બોધ સારો છે. દરેક સ્ત્રી પુરૂષે વાંચવા લાયક છે. કંઇક ઠેકાણે અતિશયોક્તિ છે, પણ કંટાળો આપે એવું નથી.

---

પંડિત, સોમેશ્વર મગનલાલ

## નરેન્દ્ર મોહિની અને મનમોહન મોતી

રૂ. ૧–૪–૦

સામાજિક નવલકથા. હિંદી તથા મરાઠીમાંથી અનુવાદ કરેલો છે. વાર્તા બોધક અને સ્ત્રીઓને ખાસ વાંચવા લાયક છે. એમાં પરસ્ત્રીના સંબંધમાં આવવાથી કેવી આપત્તિ આવી પડે છે, દુષ્ટ સ્ત્રીઓ પોતાની દુષ્ટતા સાધવા શું શું કરે છે અને પતિવ્રતા સ્ત્રીઓ પોતાનું શિયળ સાચવવા ગમે તેવાં સંકટ આવી પડે તો પણ કેવી રીતે બચી શકે છે તેનાં ચિત્ર સારી રીતે આપવામાં આવ્યાં છે. ભાષા સાદી સરળ ને શુદ્ધ છે ને સૌ કોઇ સમજી શકે એમ છે. પુસ્તક દરેક માણસે વાંચવા જેવું છે.

---

પંડિત, સોમેશ્વર મગનલાલ

## પ્રતાપસિંહ

( ૧૯૧૪ )      રૂ. ૧–૮–૦

પ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર બંકિમચંદ્રની કથાનો આધાર લઇ ઘણા ફેરફાર સાથે લખેલી ઐતિહાસિક જેવી લાગતી પણ તદ્દન કલ્પિત નવલકથા છે. વસ્તુગુંથણી સરળ, પ્રસંગો જુજ અને ભાષા વ્યાકરણ તથા જોડણીના દોષો વાળી છે. લેખકનો સ્વદેશપ્રેમ પોપટીઓ લાગે છે અને પ્રત્યક્ષ બોધ આપવાથી અસર ઓછી થઇ જાય છે.

---

પંડિત, સોમેશ્વર મગનલાલ

## સુરેન્દ્રનાથ

રૂ. ૧–૮–૦

રોમેશ બાબુના બંગાળી ગ્રંથ ઉપરથી અનુવાદ કરેલી નવલકથા. એમાં આદર્શ આર્યજીવનની ભાવના વાર્તા રૂપે પૂરેપૂરી ઉતારવામાં આવેલી છે. ભાષા સરળ અને મધુર છે અને વાર્તાની રચના પણ બહુ રસિક છે એટલે પુસ્તક વાંચવા લીધા પછી છોડવું ગમે એમ નથી. દરેક માણસ હોંસથી વાંચી શકે એમ છે તેથી પ્રત્યેક પુસ્તકાલયમાં રાખવા લાયક છે.

---

પંડયા, છગનલાલ હરિલાલ

## વિશુદ્ધ સ્નેહ

(૧૯૧૮) રૂ. ૦–૮–૦

અંગ્રેજી ઉપરથી અનુવાદ રૂપે લખાયેલું ઉત્તમ વાર્તાનું પુસ્તક છે. એમાં પ્રેમ અને તેનું રહસ્ય સચોટ સમજાવ્યું છે તથા એક પછી એક ઉચ્ચ કોટીએ પ્રેમ કેમ ચઢતો જાય છે તે બતાવી તેનું પર્યવસાન છેવટે ઇશ્વરમાં થાય છે તે સરસ શૈલીમાં સમજાવ્યું છે. વાર્તાની ઘટના રસમય છે. ભાષા શુદ્ધ ને સંસ્કારી છે અને સર્વ લોકોએ વાંચવા લાયક છે.

---

બધેકા, જ્યેષ્ટારામ ભવાનીશંકર

## સંગ્રામક્ષેત્ર અથવા વસંતપુરનું રાજયતંત્ર ભા. ૧–૨

(૧૯૧૬) રૂ. ૩–૦–૦

ઐતિહાસિક જેવી રચનાવાળી સામાજિક નવલકથા. યૂરોપના મહાન યુદ્ધનો પ્રસંગ લઇ વસંતપુરનો રાજકુમાર વિજયસિંહ અને કૃષ્ણગઢની રાજકુંવરી મોહિનીના પ્રેમ પ્રસંગની કલ્પિત કથા રચવામાં આવી છે. વિજયસિંહનું યુદ્ધમાં જવું, જર્મનિમાં કેદ પકડાવું, એલ્બા નામની યૂરોપિયન યુવતીના પ્રેમમાં પડવું, તેની મદદથી છૂટવું, વસંતપુરમાં ચાલેલી રાજખટપટ, કુમારનું દેશમાં આવવું, મોહિની સાથે મેળાપ ને લગ્ન, એલ્બાને હિંદુ ધર્મની દીક્ષા આપી અમરસિંહ સાથે પરણાવવી, પ્રજાતંત્રની સ્થાપના વગેરે પ્રસંગો આકર્ષક અને બોધક ગોઠવ્યા છે. ભાષા પણ સાદી ને શુદ્ધ સંસ્કારી છે. દરેક માણસે વાંચવા જેવું પુસ્તક છે.

---

અનાજી, મહેરવાનજી મંચેરજી દાદાભાઇ

## સુધારાનું શિખર અને સંસારસાગરમાં સફર

( ૧૯૧૦ )     રૂ. ૨–૮–૦

પારસી સંસારી નવલકથા. પારસી સંસારમાં ચાલતા સડા બતાવી તે દૂર કરવાનો પ્રયત્ન કરેલો છે. વાર્તાની રચના ઘણી સારી છે અને વાંચતાં આનંદ આપે છે. વર્ણનો પણ સુંદર છે. ભાષા પારસી ગુજરાતી જેવી છે પણ કંટાળો આપતી નથી. દરેક માણસે વાંચવા જેવું પુસ્તક છે.

---

અનાજી, મહેરવાનજી મંચેરજી

## સોસાયટી સ્ટુ ઉર્ફે મંડળમિશ્રણ

( ૧૯૧૫ )     રૂ. ૨–૦–૦

પારસી સંસારના પ્રશ્નોની ચર્ચા કરતી નવલકથા. પારસીઓ અંગ્રેજોનું અનુકરણ કરવામાં મોટાઇ માને છે અને માણસનાં નામો પણ અંગ્રેજી પાડવા માંડયાં છે તે બતાવી પારસી સંસારમાં ચાલતા સડા ઉઘાડા પાડી સુધારાની દિશા બતાવી છે. ભાષા તદ્દન પારસી ગુજરાતી અંગ્રેજી શબ્દોના મિશ્રણ વાળી ને ન સમજાય એવી હોવાથી વાંચતાં કંટાળો આવે છે. પારસી વાચકોને જ વાંચવી ગમે ખરી.

---

બહેરા નરસિંહ દેવચંદ

## લક્ષ્મી અને મેનાં ભા. ૧–૨

( ૧૯૧૪ )     રૂ. ૧–૮–૦

સામાજિક, ખાસ કરીને સ્ત્રી ઉપયોગી નવલકથા. બાળલગ્ન, કન્યાવિક્રય, પ્રેતભોજન વગેરે અનિષ્ટ રિવાજો દૂર કરાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. વાર્તામાં કંઇ દમ નથી. ભાષા ઘણી અશુદ્ધ છે તે સુધારવાની જરૂર છે.

---

બાલ કવિ

## રઝળતો રાજહંસ

( ૧૯૧૮ )     રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. એમાં ક્ષત્રિય ધર્મ, મિત્રની ફરજ, શિક્ષણનું ઉચ્ચ પરિણામ, રાજપ્રપંચ, ક્ષત્રિયાણીઓની નિડરતા, સ્ત્રી પુરુષના હક વગેરે બાબતોને સારી રીતે આલેખેલી છે. કોઇ કોઇ સ્થળે રસક્ષતિ થાય છે ખરી. ભાષા સાદી સરળ છે અને સામાન્ય લોકોને વાંચવાને માટે સારૂં છે.

---

બિહારી, જહાંગીરશાહ

## અરબી અપ્સરા

( ૧૯૨૧ ) રૂ. ૧–૮–૦

મૂળ ઉર્દુમાં મોલવી અબ્દુલ હલીમે લખેલી વાર્તાનો અનુવાદ છે. વાર્તામાં કંઇ દમ નથી. એક સામાન્ય વાર્તા જેવી વાર્તા છે. વાંચતાં રસ પડે એવી રચના પણ નથી. ભાષા પણ અશુદ્ધ અને ઉર્દુમય હોવાથી સામાન્ય લોકોને વાંચવાને કંઇ કામનું નથી.

---

બ્રહ્મભટ્ટ, જેસંગલાલ લાલજીભાઇ ( પાટણવાળા )

## ઇંદ્રકુમાર

( ૧૯૧૧ ) રૂ. ૧–૦–૦

સામાજિક નવલકથા. જ્ઞાતિબંધનના સુધારા, નવદંપતીનો અયોગ્ય પ્રેમ, રાજ-સેવકોની રાજ્યનિષ્ઠા વગેરે વિષયો સમજાવવા પ્રયત્ન કર્યો છે. ભાષા સાદી સરળ છે એટલે સામાન્ય લોકો સમજી શકે એમ છે.

---

ભટ્ટ, ગણપતિરામ ઉત્તમરામ

## વિશ્વમોહિની ભાગ ૧–૭

( ૧૯૨૨–૨૩ ) રૂ. ૪–૦–૦

સામાજિક નવલકથા. એ કલ્પિત રાજકુમાર ને રાજકુમારીનો પ્રેમ, તેમને પડતાં દુઃખો અને ભેદભરમો તથા જાદુઇ બનાવોથી વાર્તા ગુંથી છે. બહુરૂપીઓના પ્રકાર, ચાલાકી, જાદુઇ ચમત્કારો વગેરેની ગુંથણી કરી છે. દુર્જનો તરફથી અનેક વિઘ્નો નડવા છતાં સજ્જનોની મદદથી છેવટે કુમાર–કુમારી પરણે છે ને સુખી થાય છે એ વાર્તાનો વિષય છે. વાર્તા દ્વારા સત્ય, પ્રેમ, કર્તવ્યપરાયણતા વગેરે સદ્‌ગુણોનો બોધ આપવામાં આવ્યો છે. ભાષા સાદી છતાં થોડે અંશે સંસ્કૃતના ભરણાવાળી છે. સામાન્ય લોકોને વાંચવાને માટે સારી છે.

---

ભટ્ટ, છોટાલાલ નરભેરામ

## બ્રહ્મરાક્ષસ

( ૧૯૧૧ ) રૂ. ૦–૪–૦

કલ્પિત છતાં ખરી બનેલી જેવી ઉત્તમ વાર્તાનો નમુનો છે. ભૂતપ્રેતાદિ વસ્તુતઃ છે જ નહિ, પણ ફક્ત માણસની માની લીધેલી કલ્પના જ છે અને એક જીવતા માણસને

મરેલો અને ભૂત થયેલો ગણી તેના વળગાડથી પીડાતા માણસનું તથા તેની પ્રત્યક્ષ મુલાકાત થતાં તમામ વહેમ નીકળી જઇ સુખી થયાનું દૃષ્ટાંત બહુ અસરકારક રીતે આ વાર્તામાં બતાવવામાં આવ્યું છે. ભૂતપ્રેતાદિનો વહેમ કાઢવાને પ્રજામાં આવા વાચનની ખાસ જરૂર છે. ભાષા પણ શુદ્ધ સંસ્કારી અને શૈલી પાંડિત્યભરી દોષરહિત હોવાથી વિદ્વદ્‌ભોગ્ય પણ છે.

---

**ભટ્ટ, મણિલાલ છબારામ**

## ગુર્જરી–મુંબઇની શેઠાણી

(૧૯૧૫)     રૂ. ૧–૪–૦

સામાજિક નવલકથા. જુના તથા નવા વિચારોની તુલના કરી ઉપયોગી તત્ત્વો ગ્રહણ કરવામાં આવ્યાં છે. સંસારવ્યવહારને લગતા ઘણા વિષયોને એમાં લેવામાં આવ્યા છે. ઉછરતાં જુવાન સ્ત્રી પુરૂષોને માટે વાર્તા ઉપયોગી છે. ભાષા શુદ્ધ સાદી ને સરળ છે ને અંદર નૈતિક બોધ સારો આપ્યો છે.

---

**ભટ્ટ, મણિલાલ છબારામ**

## મડમ કે મધુરી

(૧૯૨૦)     રૂ. ૨–૦–૦

નામથી ગભરાઇ જવા જેવું નથી. ઠરેલ વિચારથી ભરેલી એક મધુરી સામાજિક નવલકથા છે. સમાજ સુધારો ધીમે ધીમે શાંતિથી કરી શકાય તે બતાવવાનો ઉદ્દેશ છે. વાર્તા રસ ભરી અને ચમત્કાર વાળી છે. જન્મ અને સંસ્કાર બંનેથી માણસનું ચારિત્ર્ય ઘડાય છે એ પ્રાચીન સિદ્ધાંત સ્થાપિત કર્યો છે. વાર્તાની વસ્તુ–એક ત્રણ વર્ષની નાની બાળા સંજોગવશાત્ દૂર દેશાવરમાં કેવી નિરાધાર થઇ પડી પાદરીના આશ્રમમાં ઉછેરાવા છતાં જાતિસંસ્કારને લીધે પોતાનીજ જ્ઞાતિના અને પોતાના જ દેશના એક યુવક સાથે ગાંધર્વ લગ્નથી જોડાય છે. આથી જ્ઞાતિમાં પુષ્કળ ચર્ચા ચાલે છે, પણ વિરૂદ્ધ પક્ષના આગેવાનની જ તે મરી ગયેલી મનાએલી પુત્રી છે એવું સાબિત થતાં સૌ શાન્ત પડી જાય છે અને જ્ઞાતિ તેમનો સ્વીકાર કરી લે છે. રચના સારી છે. ભાષા શુદ્ધ ને સરળ છે ને સૌને વાંચવા લાયક છે.

---

**ભટ્ટ, મણિલાલ છબારામ**

## રતિસુંદરી

(૧૯૨૩)     રૂ. ૨–૮–૦

મરકી (પ્લેગ) જેવા રોગચાળાના વખતમાં લોકોને કેવી હાડમારી ભોગવવી પડે છે, અને દુષ્ટ લોકો એવા વખતનો લાભ લઇ કેવાં કેવાં કામો કરે છે તેનો

ચિતાર વાર્તા રૂપે સારો આપવામાં આવ્યો છે. ભાષા શુદ્ધ અને લેખન શૈલી સરળ તથા અસરકારક છે તેથી લેખકનો નૈતિક બોધ આપવાનો ઉદ્દેશ પાર પડ્યો છે. પુસ્તક સામાન્ય લોકોને વાંચવા જેવું છે

---

ભટ્ટ, મણિલાલ છબારામ

## સુંદરબેન

( ૧૯૦૬ ) રૂ. ૦-૧૨-૦

ખાનબહાદુર મહંમદ નજીર અહમદના 'બનાતુન નઆસ' નામના પુસ્તક ઉપરથી અનુવાદ રૂપે લખાયલું આ પુસ્તક ખરી રીતે વાર્તા નથી પણ જુદા જુદા વિષયો ઉપર સંવાદો છે. કેળવણી કેવી રીતે આપવી એ એનો મુખ્ય વિષય છે. કેળવણી મનુષ્ય જીવનને કેવી રીતે સુધારી શકે તે બતાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. એકંદરે પુસ્તક સ્ત્રી ઉપયોગી છે અને સામાન્ય લોકોને બોધદાયક છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## રાધારાણી

( ૧૯૦૪ ) રૂ. ૦-૪-૦

સામાજિક વાર્તા મૂળ બંગાળીમાં બાબુ બંકીમચંદ્ર ચેટરજીએ લખેલી તેનો ગુજરાતી અનુવાદ છે. વસ્તુસંકલના સાધારણ છે. ભાષા સાદી સરળ છે એટલે સૌ વાંચી શકે એમ છે.

---

ભટ્ટ, હરિલાલ માધવજી

## આશ્રમહરિણી

( ૧૯૨૩ ) રૂ. ૦-૧૨-૦

મૂળ સંસ્કૃત ઉપરથી પ્રો. વામન મલ્હાર જોષીએ મરાઠીમાં અનુવાદ કરેલો તેના ઉપરથી આ ગુજરાતી અનુવાદ છે. વસ્તુ અને કલ્પના બંને રમણીય છે. પુનર્લગ્નની હિમાયત કરવામાં આવી છે ને સુંદર દલીલોથી તેનું સમર્થન કરવામાં આવ્યું છે. વાર્તાનો રસ છેવટ સુધી જળવાઇ રહ્યો છે. ભાષા શુદ્ધ સંસ્કારી છે. દરેક માણસે વાંચવા જેવું છે.

---

ભાઇશંકર નાનાભાઇ

## શિવલક્ષ્મી અને દીપચંદશાની વાર્તા

( ૧૮૭૯ )　　રૂ. ૦-૮-૦

સામાજિક અને ધાર્મિક વસ્તુના મિશ્રણવાળી નવલકથા. લગ્નબંધનનું કારણ વાર્તા દ્વારા સમજાવવા પ્રયત્ન કર્યો છે. વૈદિક કાળના લગ્નનો આદર્શ રજુ કરવામાં આવ્યો છે અને નિર્દોષ વર્ણનથી કર્તવ્યનો બોધ આપવામાં આવ્યો છે. શાસ્ત્રીય લગ્નપદ્ધતિ કેવી હોય તે બતાવ્યું છે અને તેમાં સપ્તપદીનું રહસ્ય દરેક દંપતીએ સમજવા જેવું છે. આજના જમાનામાં છૂટાછેડાની હિમાયત કરનારને આ પુસ્તક વાંચવાથી આપણા શાસ્ત્રનો ખરો હેતુ સમજાશે. પુસ્તક દરેક સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે.

---

ભાગલ્યા, દીનશાહ કુંવરજી

## સંજોગનો ભોગ

( ૧૯૧૮ )　　રૂ. ૩-૦-૦

અંગ્રેજી ઉપરથી લખેલી સામાજિક નવલકથા. વસ્તુસંકલના બરોબર ગોઠવેલી નથી, તેમ વાર્તામાં કંઇ દમ પણ નથી. ભાષા પણ પારસી ગુજરાતી અને ઘણી અશુદ્ધ છે. સામાન્ય લોકોને બહુ રસ પડે એવી નથી. પારસીઓને કદાચ ગમે ખરી.

---

મજમુંદાર, મંજુલાલ રણછોડદાસ

## તિલોત્તમા

રૂ. ૧-૦-૦

'નવગુજરાત' પત્રના ગ્રાહકોને ભેટ આપવા લખાયેલી વાર્તા. પ્રો. બેઇનના એક અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. વસ્તુ પૌરાણિક છે. તિલોત્તમા નામની એક અપ્સરા હતી તેની વાર્તા પાર્વતી આગળ શિવને મોઢે કહેવડાવી છે. વાર્તાનો વિકાસ સારો થયો છે અને ભાષા સાદી છતાં ઠેકાણે ઠેકાણે અલંકારોથી ભરેલી હોવાથી રસિક વાચકોને ગમે એવી છે.

---

મણિભાઇ નારણજી, દ્વારકાદાસ રામજી

## મનુ અને ભાનુ

( ૧૯૧૬ )　　રૂ. ૧-૮-૦

સાધારણ ભણેલા વાંચી શકે એવી સામાજિક નવલકથા છે. સમાજસુધારણા

અને નીતિનો બોધ સાદી સરળ ભાષામાં રજુ કર્યો છે. પ્રાંતિક અને અંગ્રેજી શબ્દોનો ઉપયોગ વધારે થયો છે તે બરાબર નથી.

---

મણિયાર ચુનીલાલ પુંજીરામ

## સત્યસિંહ

રૂ. ૧–૦–૦

આ સામાજિક નવલકથામાં સાદી અને સરળ ભાષામાં સંસારના સુખદુઃખના પ્રસંગો વર્ણવી બતાવી તે આવી પડે ત્યારે સહન કરવાનો ઉપદેશ વાર્તા દ્વારા આપવામાં આવ્યો છે. જે સ્થિતિ આવી પડે તેમાં સંતોષ માની ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી જ સુખી થવાય છે એ સમજાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. નીતિનો બોધ ઠીક આપ્યો છે. પુસ્તક સૌને વાંચવા લાયક છે.

---

'મનહર'

## સ્નેહમાં સંકટ

( ૧૮૯૮ ) રૂ. ૧–૮–૦

સામાજિક વાર્તા રસિક અને બોધદાયક છે ને વાંચવી ગમે તેવી છે. વિષયનાં અપલક્ષણો બતાવી વિષયી સ્ત્રીઓ કેવાં કાવતરાં કરે છે તે અંદર બતાવ્યું છે, પણ કંઇક અંધ શ્રદ્ધા ઉત્પન્ન કરે એમ છે. ભાષા સાદી અને સરળ છે ને સૌને વાંચવા લાયક છે.

---

મરચંટ, એચ. જી.

## વસન્તસેના

( ૧૮૯૯ ) રૂ. ૧–૦–૦

સામાજિક નવલકથા. સંસ્કૃત 'મૃચ્છકટિક' નાટકમાંની નાયિકા ' વસન્તસેના 'ના નામ ઉપરથી મૂળ વસ્તુને વાર્તા રૂપે ગોઠવી છે. ચારુદત્ત ધનાઢ્ય હોવાથી તેણે દ્રવ્યનો ઉપયોગ સુમાર્ગે કરી છેવટ સુધી સત્યનું પાલન કર્યું છે; મૈત્રેય મિત્રધર્મનું સાચું દૃષ્ટાંત પૂરૂં પાડે છે, વસન્તસેના ગણિકાની પુત્રી છતાં વિશુદ્ધ પ્રેમનો નમુનો છે, અને રાજ્ય-કર્મચારીઓની અધમ ખટપટો વગેરે સુંદર રીતે બતાવી આપ્યું છે. જોડણીની કેટલીક ભૂલો બાદ કરતાં ભાષા સારી છે ને પુસ્તક વાંચવું ગમે એવું છે.

---

**મરઝબાન, જહાંગીર બહેરામજી**

## આદાની સુંદ અથવા પીરોજાનું પાખંડ

(૧૮૯૪) રૂ. ૧-૮-૦

પારસી સંસારી નવલકથા છે અને ભાષા પણ પારસી ગુજરાતી હોવાથી ખાસ પારસીઓને વાંચવા જેવી છે. વાર્તામાંથી ઉત્તમ બોધ મળે છે. પીરોજાની કથા બહુ કરૂણ છે પણ "કર અને જો" એ અહીંનું અહીંજ છે એ વસ્તુ વાંચનારના મનમાં સચોટ રીતે દર્શાવી આપે છે.

---

**મરઝબાન, જહાંગીર બહેરામજી**

## ભલો કે ભૂંડો

(૧૯૦૦) રૂ. ૧-૮-૦

પારસી સંસારી નવલકથા પુખ્ત ઉંમરનાં પણ સામાન્ય લોકોને વાંચવા લાયક. વાર્તાનો વિષય નિર્દોષ, રસિક અને બોધક છે. ભાષા ઘણે ભાગે પારસીશાહી પણ અશુદ્ધ બહુ નથી. સાહિત્યની દૃષ્ટિએ ઝાઝી કિંમત અંકાય એવું નથી.

---

**મરઝબાન, જહાંગીર બહેરામજી**

## મશ્કીલ આશાન

(૧૯૧૭) રૂ. ૩-૮-૦

પારસી સંસારી નવલકથા છે અને ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા જેવી છે. છોકરીઓને વધુ પડતી છૂટ આપવાથી તે કેવી ભળતે રસ્તે દોરવાઇ જાય છે અને સ્નેહ-લગ્નને નામે લુચ્ચા લોકો સાથે ફસાઇ જઇ કેવી દુઃખી થાય છે તેનો ચિતાર આપ્યો છે. ભાષા પારસીસાઇ અને કંઇક અશુદ્ધ છે પણ પુસ્તક સૌને વાંચવા જેવું છે.

---

**મરઝબાન, ફિરોજશાહ જહાંગીર**

## આઇના પર મોહતું

(૧૯૨૧) રૂ. ૫-૦-૦

ચાર પાંચ અંગ્રેજી પુસ્તકો ઉપરથી સ્વતંત્ર રીતે ઉપજાવી કાઢેલી સામાન્ય જનતાને ઉપયોગી થઇ પડે એવી એક ઉત્તમ પ્રકારની સામાજિક નવલકથા છે. ખાસ કરીને પારસી સંસારને લાગુ પડે એવું વસ્તુ છે. ભાષા પારસી ગુજરાતી છતાં સરળ અને રોચક છે.

---

મહેતા, કલ્યાણરાય વિઠ્ઠલભાઇ

## ફીજી દ્વીપમાં ૨૧ વર્ષ

ગીરમીટની પાપી પ્રથાથી મજુર તરિકે હજારો હિંદીઓ હિંદ બહારના મુલકોમાં જાય છે અને પછી ત્યાં તેમને જે ગુલામી દશા ભોગવવી પડે છે તેનું વર્ણન મૂળ હિંદીમાં મી. તોતારામ સનાઢ્ય નામના ગૃહસ્થે પોતાના જાત અનુભવથી કરેલું છે તેનું આ ગુજરાતી ભાષાન્તર છે. અંદરના પ્રસંગો વાંચતાં હૃદય દ્રવી ઉઠે છે અને તુમાખી પરદેશી શેઠોના ઉપર તિરસ્કાર આવ્યા વગર રહેતો નથી. પુસ્તક દરેક માણસે વાંચવા જેવું છે અને ભાષા પણ સાદી ને સૌને સમજાય એવી છે.

---

મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર

## સાધ્વી શશિકળા

(૧૯૧૫) રૂ. ૧–૦–૦

બંગાળી ઉપરથી અનુવાદ રૂપે લખાયેલી સામાજિક નવલકથા. એમાં એક ગ્રેજ્યુએટ અને તેના મિત્રના આત્મયજ્ઞનો ચિતાર આપવામાં આવ્યો છે. નિર્દોષ અને રસિક શૈલીથી વાર્તા દ્વારા કર્તવ્યનો બોધ આપ્યો છે. ભાષા સાદી પણ સંસ્કારી ને શુદ્ધ છે. પુસ્તક ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા લાયક છે.

---

મહેતા, મોહનલાલ મકનદાસ
ભટ્ટ, ભગવાનલાલ ગિરજાશંકર

## રજની

(૧૯૧૫) ૦–૧૨–૦

બાબુ બંકિમચંદ્રની એ નામની બંગાળી નવલકથાનો ગુજરાતી અનુવાદ છે. પુસ્તક ઘણું ઉત્તમ હોવાથી સાહિત્ય પરિષદે પણ એનું ભાષાન્તર કરાવેલું છે. એમાં આદર્શ મનુષ્ય જીવનનું આલેખન છે અને અનીતિનાં તત્ત્વોને સ્પર્શ કર્યા વગર સુંદર રીતે નીતિનો બોધ આપેલો છે. આર્ય ગૃહસંસારનું ચિત્ર આબેહુબ આપવામાં આવ્યું છે. ભાષા પણ સાદી છતાં શુદ્ધ અને સંસ્કારી છે. દરેક માણસને વાંચવું ગમે એવું પુસ્તક છે.

---

મહેતા, રમણિક અખુભાઇ

## નવો જમાનો—અમૃત કે ઝેર?

(૧૯૧૮)     રૂ. ૪–૦–૦

સામાજીક નવલકથા બંગાળી 'ધ્રુવતારા' નામના પુસ્તક ઉપરથી ગોઠવી કાઢેલી છે. એમાં સળંગ વાર્તા નથી પણ છૂટક છૂટક બનાવો ભેગા કરી વાર્તાના રૂપમાં ગોઠવી દીધા છે. જુદા જુદા જમાનાનાં જુદાં જુદાં પાત્રો એકઠાં કરી નવા ને જુના જમાનાની સરખામણી કરી બતાવી છે. અનુકરણ પદ્ધતિથી ફક્ત પાશ્ચાત્ય સુધારો ગ્રહણ કરવાથી કેવું નુકશાન થાય છે તથા તે કેટલે અંશે અમૃત કે ઝેર સમાન નિવડે છે તે બતાવવામાં આવ્યું છે. તેમજ સમયના વહેવા સાથે રીત રિવાજ ને રૂઢિઓમાં ફેરફાર કરવાની કેટલી જરૂર છે તે બતાવ્યું છે. ભાષા સારી શુદ્ધ ને સંસ્કારી છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

મહેતા, રમણિક અખુભાઈ

## ભાગીરથીની ભૂલ

(૧૯૧૫)     રૂ. ૨–૮–૦

બંગાળીમાંથી અનુવાદ કરેલી સામાજિક નવલકથા છે. મૂળ લેખક જલધરસેન છે. એક હિંદુ વિધવાને નાની સરખી ભૂલથી કેટલું સહન કરવું પડે છે તે તથા તીર્થક્ષેત્રોમાં થતા અનાચારો બતાવવાનો પ્રયત્ન વાર્તામાં સારો થયો છે. ભાષા સારી છે પણ કોઇ કોઇ ઠેકાણે જોડણીની ભૂલો રહી ગયેલી છે. વાર્તા સૌને વાંચવા લાયક છે.

---

મહેતા, લવંગિકા પ્રિયંવદ

## ગ્રીક સાહિત્યનાં કરૂણરસ નાટકોની કથાઓ

રૂ. ૨–૧૦–૦

ગ્રીક સાહિત્યને ગુજરાતીમાં ઉતારવાનો સૌ. લવંગિકાનો પ્રયત્ન સારો છે. નામ પ્રમાણે કથાઓમાં કરૂણરસ ટપકે છે. અને વાંચનારને તલ્લીન કરે છે. ભાષા સાદી અને કંઇક સંસ્કૃતમય છે. ગુજરાતી ૭ ધોરણ તથા અંગ્રેજી ચાર–પાંચ ધોરણ સુધી ભણેલાઓ વાંચી શકે તેવું છે. અંગ્રેજીનું રૂપાંતર છે.

---

મહેતા, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર

## માયાવી મોહિની

(૧૯૧૯) રૂ. ૩–૦–૦

સામાજિક નવલકથા. સમાજમાં અનેક ઉજળા ઠગો હોય છે કે જે આગેવાન બની પડદા પાછળ ભયંકર કામો કરે છે તે વાર્તાની નાયિકા મોહિનીના પિતાના પાત્રથી બતાવી આપ્યું છે. એ જ્વાળાપ્રસાદ પૂરેપુરો ઉજળો ઠગ છે. બહારથી પવિત્ર જીવનનો દેખાવ કરી અંદરખાને ખૂન, ધાડચોરીનોજ ધંધો કરે છે, અને જાદુઇ પ્રયોગથી પોતાની પુત્રીને હથીયારરૂપ બનાવે છે. પણ છેવટે સત્યનોજ જય થાય છે અને પોતે પકડાઇ જઇ ખરે સ્વરૂપે પ્રકાશે છે. પરોક્ષે નીતિનો બોધ રહેલો છે અને અદ્ભુત રસના વાચન માટે પુસ્તક સારૂં છે. ભાષા સરળ પણ કોઇ ઠેકાણે સંસ્કૃતમય. સાધારણ સંસ્કારી માણસ વાંચીને સમજી શકે.

---

મહેતા, હર્ષદરાય

## ઝેર કોણે આપ્યું

રૂ. ૧–૫–૦

સામાજિક નવલકથા. નીતિમાન્ અને અનીતિમાન્ બંને જાતનાં પાત્રોના ચરિત્રની પરાકાષ્ટા બતાવી છે. એના વાચનથી કુમળા મગજના વાચક ઉપર એકદમ ખરી ખોટી અસર થઇ આવે એ ખરૂં, પણ તેની સાથે દૃષ્ટાંતોથી ચેતીને ચાલતાં તો માણસ શીખે જ. સ્નેહલતાના પાત્ર દ્વારા પ્રેમની કસોટીની હદ બતાવી છે અને અનુમાનથી બાંધી લીધેલા નિશ્ચયો કેવા ખોટા પડે છે તથા પ્રેમ અને મોહમાં શો તફાવત છે તેનો બોધ સારો મળે છે. ભાષા સાદી સરળ છે ને સૌ વાંચીને સમજી શકે એમ છે.

---

મહેતા, હેમચંદ દયાળજી

## સુશીલ સુંદરી

(૧૯૧૧) રૂ. ૦–૮–૦

સામાજિક નવલકથા છે. વૃદ્ધલગ્ન તથા કજોડાંનાં દુષ્ટ પરિણામો બતાવી કન્યાવિક્રય તરફ તિરસ્કાર બતાવવાનો પ્રયત્ન વાર્તામાં કરવામાં આવ્યો છે. ભાષા સાદી પણ અશુદ્ધ છે. લેખક સંકલના જાળવી શક્યા નથી. પણ સંસારની દુષ્ટ રૂઢિયો તરફ લેખકના હૃદયની બળતરા તેમના લખાણમાંથી સ્પષ્ટ જણાઇ આવે છે. પુસ્તક સાહિત્યની દૃષ્ટિએ ઉંચા પ્રકારનું નથી, પણ થોડું ભણેલા સામાન્ય લોકોને ઉપયોગી છે.

---

**માદન, રતનજી બહેરામજી**

## ભૂંડાનો ભેદ

(૧૯૦૮)      રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. સામાન્ય જનસમાજમાં શહેરી જીવનમાં જે સડો પેઠેલો છે તેનો સારો ચિતાર આપી શહેરી જીવનના દોષો દર્શાવ્યા છે. તથા ક્ષત્રિય જીવનનું ભાન લોકોને કરાવ્યું છે. વાર્તા રસિક છે અને એ રીતે બોધ આપવાનો પ્રયત્ન કરેલો છે. ભાષા સાદી પણ પારસી ગુજરાતી છે. સામાન્ય લોકોને વાંચવા જેવી છે.

---

**માદન, રતનજી બહેરામજી**

## મંચી મક્કારો

(૧૯૧૩)      રૂ. ૧-૮-૦

અંગ્રેજી ઉપરથી લખેલી સામાજિક નવલકથા. એમાં સંસારના પ્રસંગો વર્ણવી તે દ્વારા નીતિનો બોધ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. વાર્તાની ઘટનામાં કલ્પનાઓ દોડાવી છે પણ રસ ટકી શકતો નથી. ભાષા પારસી ગુજરાતી હોવાથી ખાસ કરીને પારસીઓને વાંચવાનું વધારે ગમે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

**માદન, રતનજી બહેરામજી**

## રૌનક મહાલ

(૧૯૦૭)      રૂ. ૧-૮-૦

ઐતિહાસિક પાત્રો લઇ જોડી કાઢેલી સામાજિક નવલકથા. કેટલાક પ્રપંચના પ્રસંગો વર્ણી સત્યનો જય બતાવ્યો છે. ભાષા પારસી ગુજરાતી ને અશુદ્ધ છે. સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

**માસ્તર, મદનલાલ લલ્લુભાઇ**

## મોતીલાલ અથવા વંઠેલ છોકરો

(૧૮૯૭)      રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા બંગાળીનું ભાષાન્તર છે. માબાપો પોતાના પુત્રની કેળવણીનો કાળજીથી પ્રબંધ કરતા નથી તેથી તે દુષ્ટ મિત્રોની સોબતમાં પડી વંઠી જાય છે ને મિલકતની બરબાદી કરી ખુવાર થાય છે તે વાત વાર્તામાં છે. દુષ્ટ વિદ્યાર્થીઓની કેવી

દુર્દશા થાય છે તેનો બોધ સારો મળે છે. ભાષા સાદી સરળ છે અને તરૂણોને તથા પુખ્ત માણસોને ખાસ વાંચવા લાયક છે.

---

**મિશ્ર, શિવપ્રસાદ**

## રાજલક્ષ્મી

(૧૯૨૬) રૂ ૩–૦–૦

યોગેશચંદ્ર બસુના બંગાળી પુસ્તકનો અનુવાદ. વાર્તા રસિક છે અને વસ્તુગુંથણી સારી છે. સામાજિક પ્રશ્નોની ચર્ચા સારી કરી છે. પુસ્તક ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા જેવું છે. ભાષા શુદ્ધ અને સંસ્કારી છે પણ છપાઇ ખરાબ ને ગોટાળાવાળી છે. સામાન્ય લોકો અને થોડું ભણેલા પણ વાંચી શકે એવી છે. બંગાળામાં એ વાર્તાનો ખૂબ પ્રચાર થયેલો છે.

---

**મીસ્ત્રી, રૂસ્તમજી હોરમસજી**

## દુશ્મન દોરાબ

રૂ. ૧–૮–૦

પારસી સંસારી નવલકથા. ભાષા પારસી ગુજરાતી અને અશુદ્ધ હોવાથી પારસીઓ જ વાંચી શકે એમ છે. અંદર પૈસાની મારામારીની વાત છે. દોરાબના પાત્રને ઘણું અનીતિમય ચિતર્યું છે તેથી વાંચનારના મન ઉપર ઉલટી ખરાબ અસર થાય એમ છે. રૌદ્ર અને ભયાનક રસનાં વર્ણનો વધારે હોવાથી બાળક તથા કુમળા મગજનાં વાચકોના મગજને આઘાત થાય એમ છે. કેટલોક કર્તવ્યનો ને નીતિનો બોધ છે અને તેથી પુખ્ત ઉમ્મરનાં માણસોને વાંચવા લાયક છે.

---

**મીસ્ત્રી, રૂસ્તમજી હોરમસજી**

## જમસેદની જેહમતો

(૧૯૦૭) રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. લેખક વાર્તાદ્વારા જન સમાજમાં ચાલતાં તોફાન, ક્રૂરતા, અને બદમાસી ભરેલાં કૃત્યોનું વર્ણન બહુ સારૂં કરે છે. કેટલાક પ્રસંગો એવા સારા ગોઠવ્યા છે કે વાંચકનું ધ્યાન જરૂર તે તરફ રોકાઇ રહે. અમુક બનાવ ઉપરથી આખી સ્ત્રી જાતિ તરફ તિરસ્કાર બતાવવાનું લેખકનું વલણ વ્યાજબી નથી. ભાષા સાદી પણ પારસી ગુજરાતી ને કંઇક અશુદ્ધ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

મીસ્રી, રૂસ્તમજી હોરમસજી

## શહેરાં નહિ મહેરાં

રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. ખાસ કરીને સ્ત્રીઓ અને સામાન્ય લોકોને ઉપયોગી નિવડે એ હેતુથી બનાવેલી જણાય છે. વાર્તાનું વસ્તુ સારૂં છે અને લોકને રૂચિકર થઇ પડે એવું છે. વાર્તામાં નૈતિક બોધ સમાયલો છે. ભાષા શુદ્ધ અને સાદી પણ કંઇક પારસી-સાઇ જેવી છે. તેમ પારસી સંસારનાં ચિત્રો વધારે પ્રમાણમાં છે તેથી પારસી વાચકોને વાંચવું વધારે ગમે એવું છે. બીજા લોકોને પણ પસંદ પડે એવું છે.

---

મીસ્રી, રૂસ્તમજી હોરમસજી

## સપલની સુના યાને ભરમ ના પૂછો

રૂ. ૧-૮-૦

કોઇ અંગ્રેજી પુસ્તકનો અનુવાદ જણાય છે પણ લેખકે તે જણાવ્યું નથી. પારસી સંસારી વાર્તા છે. એક શ્રીમંત પારસીની છોકરી લાડમાં ઉછરેલી હોવાથી બહુ છૂટને લીધે ગાડીવાળા સાથે નાસી જાય છે, ને વળી એક બે ઉમેદવાર સાથે પરણવાના પ્યારમાં પડે છે તેની ખટપટથી ભરેલી વાર્તા છે. ભાષા પણ અશુદ્ધ છે. પારસીઓને વાંચવી ગમે ખરી.

---

મુનિશ્રી, છોટાલાલજી

## વિદ્યાસાગર ભા. ૧-૨

(૧૯૧૧)    રૂ. ૦-૧૨-૦

'સરસ્વતીચંદ્ર'ના અનુકરણ રૂપે લખાયેલી વાર્તા છે. વાર્તા રસિક છે અને તેમાં વૈરાગ્યનો બોધ તથા ધનિકોના અનર્થ બતાવવા પ્રયત્ન થયો છે, અને એવા અનર્થ જોઇ કુમળી લાગણીવાળા પુરૂષને કેટલું દુઃખ થાય છે તે બતાવ્યું છે. સાદી અને શુદ્ધ ભાષામાં લખાયલું છે. સર્વ સ્ત્રી પુરૂષને વાંચવા જેવું છે.

---

મુનસી, ફતેહખાં અહમદખાં (પ્રકાશક)

## કુદરતનો ખેલ ભા. ૧-૨

(૧૯૧૧)    રૂ. ૩-૮-૦

તુર્કી તવારીખ ઉપરથી ઉપજાવી કાઢેલી નવલકથા છે અને વાંચતાં ખરી બનેલી હોય એવી લાગે છે. મનુષ્ય જીવનમાં કુદરત કેવા કેવા ખેલ મચાવી મૂકે છે, સુખ-

દુ:ખના અટપટા પ્રસંગો લાવી સત્યની કેવી કસોટી કરે છે તે આ વાર્તા વાંચવાથી જાણવામાં આવે છે. વસ્તુગુંથણી ઘણી સારી છે. પાત્રો ઠેઠ સુધી યોગ્ય રીતે પોતાના પાઠ ભજવી બતાવે છે. દગો કોઇનો સગો નથી એ સૂત્ર અસરકારક રીતે સાબીત કરી બતાવ્યું છે. ભાષા સાદી પણ ફારસી ઉર્દુ અને તુર્કી ભાષાના શબ્દોના મિશ્રણ વાળી છે. સાધારણ ભણેલા પણ વાંચી શકે એમ છે.

---

મુનસી ફતેહખાં અહમદખાં

## કુદરતનો ખેલ ભા. ૧

(૧૯૧૧) રૂ. ૦-૮-૦

સામાજિક નવલકથા. જીંદગીમાં બનતા અચિન્ત્ય બનાવો બતાવવામાં આવ્યા છે અને દગો કોઇનો સગો નથી એ શિખામણ વાર્તાની ગુંથણીમાં અસરકારક રીતે સમજાવવામાં આવી છે. ભાષા સાદી ને સરળ છે પણ પરશીયન શબ્દોના મિશ્રણવાળી છે. સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

મુન્સી, ફતેહખાં અહમદખાં

## મહોબત કે મુશીબત?

રૂ. ૧-૦-૦

સામાજિક સાધારણ વાર્તા છે. સાદી ઉર્દુ ભાષામાં લખેલી હોવાથી ગુજરાતી વાંચનારાઓને નકામી છે. કોઇક સમજી શકે, પણ મુસલમાન વાચકોને માટે ઠીક છે.

---

મૂળજીભાઇ રણછોડદાસ

## ઈંદ્રાવતી

રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. વગર સમજ્યે પાશ્ચાત્ય સુધારાનું અંધ અનુકરણ કરવાથી કેવું ખરાબ પરિણામ આવે છે તથા સ્ત્રીઓ અને બાળકોને બહુ સ્વતંત્રતા મળવાથી કેવાં બગડી જાય છે તેનો ખ્યાલ આપવા આ વાર્તા લખાયેલી છે. તરૂણ સ્ત્રી પુરૂષોને માટે પુસ્તક બોધદાયક છે. ભાષા સાદી સરળ છે એટલે સામાન્ય લોકો પણ વાંચી શકે એમ છે.

---

મેશ્રી, છગનલાલ નારાયણ

## ગૃહલક્ષ્મી

( ૧૯૦૭ )    રૂ. ૧-૧૨-૦

સામાજિક નવલકથા. વાર્તામાં હિંદુ સંસારનું ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. વાર્તા સાધારણ છે. ખાસ નવિનતા જેવું કશુ નથી. ભાષા સાદી સરળ છે અને સામાન્ય લોકોને માટે સારૂં વાચન છે.

---

મોતીલાલ અમૃતલાલ

## રત્નમંજરી

સામાજિક નવલકથા. સ્ત્રી પુરૂષનાં કર્તવ્યો સમજાવી એક બીજા ઉપર પ્રેમ કેવો રાખવો તે આમાં બતાવ્યું છે અને વાર્તાદ્વારા નૈતિક તથા ધાર્મિક બોધ આપવાનો પ્રયત્ન કરેલો છે. ભાષા શુદ્ધ પણ કંઇક સંસ્કૃતમય છે. પુખ્ત ઉંમરના અને સાધારણ ભણેલા માણસો સમજી શકે એવું પુસ્તક છે.

---

મોદી, વનમાળી લાધાભાઇ

## કરમચંદની કમાઇ

( ૧૮૯૩ )

સામાજિક નવલકથા છે. વાર્તાદ્વારા નીતિનો બોધ આપવાનો પ્રયત્ન સારો છે. કુમળા મગજના યુવાનોને સન્માર્ગે દોરવા માટે ઉપયોગી છે. ભાષા શુદ્ધ પણ કંઇક સંસ્કૃતમય છે. સૌને વાંચવા લાયક છે.

---

મોદી, વનમાળી લાધાભાઇ

## મણિ અને મોહન

( ૧૯૧૯ )    રૂ. ૨-૮-૦

આ સામાજિક નવલકથા મરાઠીનો અનુવાદ હોય એમ લાગે છે. ભાષા સાદી સરળ અને રસિક રીતે લખાયેલી હોવાથી સૌને વાંચવી ગમે તેવી છે. હિંદુ સંસારના હાનિકારક રિવાજો. કન્યાવિક્રય, સાટાંતેખડાં વગેરેનાં અનિષ્ટ પરિણામ બતાવ્યાં છે અને એક પતિવ્રતા અને એક કુલટા સ્ત્રી પોતપોતાના ગુણ કયાં સુધી બતાવી શકે છે તે બતાવી આપ્યું છે. પરંતુ નાયક-નાયિકા પોતાની શુભ ઇચ્છા પાર પાડે તે પહેલાં તેમનું પ્રારબ્ધ બહુ ખરાબ ચિતરાયું છે એટલી ખામી છે.

---

યાજ્ઞિક, મણિલાલ વિશ્વનાથ

## પ્રેમદાદેવી ઉર્ફે ગોરિયાબ્હેન

( ૧૯૧૫ ) રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. વાર્તાદ્વારા અનેક સામાજિક પ્રશ્નો છેડવાનો પ્રયત્ન કર્યો છે પણ એકેયનો નિર્ણય થઇ શક્યો નથી. વસ્તુસંકલના સુગ્રથિત નથી. શૈલી ભાષાન્તરીયા જેવી છે એટલે કોઇ અંગ્રેજી ગ્રંથની છાયા જણાય છે. પાપાચરણનાં દષ્ટાન્તો આપી નૈતિક બોધ આપવાનો વાર્તાનો ઉદ્દેશ છે. ધાર્મિક સુધારા ઉપર જોર અપાયું છે એટલે આર્યસમાજની દષ્ટિએ લખાયેલું લાગે છે. ભાષા સાદી પણ અશુદ્ધિ રહી ગયેલી છે. એકંદરે સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

રાજગુરૂ, કમળાશંકર વિશ્વનાથ

## વાસન્તી અથવા વારાંગના કે વીરાંગના

( ૧૯૨૪ ) રૂ. ૨–૦–૦

મૂળ બંગાળી નવલકથાનો આધાર લઇને લખાયેલી નવલકથા. સમાજમાં વેશ્યાનું સ્થાન બહુ હલકું ગણાય છે અને તેને પતિત સ્ત્રી ગણવામાં આવે છે. પણ યોગ્ય ઉપાયો લઇ તેને સારે રસ્તે વાળવામાં આવે તો તેનું જીવન સુધરી તે નીતિમય જીવન ગાળી શકે છે એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. અને વાસંતીના દષ્ટાન્તથી લેખકે તે બતાવી આપ્યું છે. સમાજની કેટલીક બદીઓના ઉપર કટાક્ષ કરેલો છે, પણ શૃંગાર કંઇક આગળ પડતો છે તેથી પુખ્ત ઉંમરનાં માણસો વાંચે એ ઇચ્છવા જોગ છે. ભાષા સાદી પણ સંસ્કૃતમય જેવી અને કોઇ કોઇ ઠેકાણે ક્લિષ્ટ છે.

---

રાવળ, દલપતરામ ભાઇશંકર

## કર્પુરમંજરી

( ૧૯૨૧ ) રૂ. ૦–૮–૦

કવિરાજ શેખરના અસલ પ્રાકૃત ગ્રંથ ઉપરથી મરાઠીમાં થયેલું ને તે ઉપરથી આ ગુજરાતી અનુવાદ કરવામાં આવેલો છે. શૃંગારરસ પ્રધાન રસિક ગ્રંથ જુના સાહિત્યના રસિયાઓ માટે મોટાં પુસ્તકાલયોમાં સંઘરવા લાયક છે. ભાષા શૈલી સંસ્કૃતમય છે ને સંસ્કારી વાચકોને માટે ઉપયોગી છે.

---

રાવળ, દલપતરામ ભાઇશંકર

## સંસારી કે સંન્યાસી

( ૧[illegible]૯ )  રૂ. ૧-૮-૦

પુસ્તકનો હેતુ કર્મયોગનો બોધ આપવાનો છે પણ તેમ કરવામાં કર્તાને સફળતા મળી નથી. ઉછરતા જુવાનો પ્રલોભનોને વશ કેવા થઇ જાય છે અને તેમને ઉચ્ચ હૃદય વાળી સ્ત્રીઓ કેવી રીતે ઠેકાણે લાવે છે તેનો ચિતાર ઠીક આપ્યો છે. નાયક નાયિકાને કર્મયોગમાં વધારે પ્રેરાયેલાં બતાવ્યાં હોત તો પુસ્તક વધારે ઉપયોગી થઇ પડત. ભાષા કોઈ કોઇ ઠેકાણે સંસ્કૃતમય જણાઇ કોઇ કોઇ શબ્દપ્રયોગ અયોગ્ય કરેલો માલમ પડે છે તથા વાક્ય રચના ભૂલ ભરેલી જણાય છે. પુસ્તક સામાન્ય લોકો અને પુખ્ત વયનાં માણુસોને વાંચવા જેવું છે.

---

રાવળ, બાલાભાઇ કાળીદાસ

## ભેદી ભુજંગ ભા. ૧

( ૧[illegible]૬ )  રૂ. ૩-૦-૦

સામાજિક નવલકથા. સામાન્ય લોકો અને પુખ્ત વયનાં માણસો માટે સારી છે. એમાં નીતિનો બોધ છે અને સત્યને પંથે ચાલતાં સહન કરવાં પડતાં દુઃખોનું વર્ણન છે. ભાષા સાદી પણ અશુદ્ધ વધારે હોવાથી સાહિત્યની દૃષ્ટિએ પુસ્તકની કશી કિંમત નથી.

---

લવજી, રૂપસિંહ મથુરાદાસ

## હાજીબાબાનાં સાહસ કર્મો

( ૧૯૮૭ )  રૂ. ૦-૧૨-૦

હાજીબાબા નામના માણસની સાહસ ભરેલી મુસાફરીનું કલ્પિત વર્ણન વાર્તામાં છે. વાર્તાનો નાયક હાજીબાબા કેટલીક બાબતમાં નીચો આદર્શ રજુ કરે છે અને કેટલાંક દૃષ્ટાંતો અનીતિમય હોવાથી કંટાળો આવે છે. બુદ્ધિ વિકાસના તથા સમયસૂચકતાના ને હિંમતના કેટલાક પ્રસંગો એમાંથી જાણવાના મળે છે. ભાષા સાદી પણ અશુદ્ધ છે. પુસ્તક દરેક માણસે વાંચવા જેવું છે.

---

લંગરાના, ડોસાભાઇ ફરામજી

## ગમગીન ગુલાં

( ૧૯૦૪ ) રૂ. ૧–૪–૦

પારસી સંસારી નવલકથા. વાર્તાનો કોઇ ઉદ્દેશ જણાતો નથી. સાધારણ વાર્તા જેવી વાર્તા છે. આ કર્તાનાં બીજાં પુસ્તકો કરતાં આ ઘણું ઉતરતું છે. ભાષા પણ વિચિત્ર અંગ્રેજી શબ્દોના ભરણાવાળી ને પારસીસાઇ છે. વિષય રસિક છે પણ કર્તા પૂરો ન્યાય આપી શકયા નથી. સામાન્ય લોકોને માટે પુસ્તક વાંચવાને માટે સારૂં છે.

---

લંગરાના, ડોસાભાઇ ફરામજી

## ગુલઝાર અથવા પાક નરીબી ભલી કે પાપી તવંગરી?

( ૧૯૦૭ ) રૂ. ૩–૦–૦

સામાજિક નવલકથા. અંગ્રેજી ઉપરથી લખાયેલી છે. વાર્તા મુસલમાની સંસારને બંધ બેસતી છે અને તેમાં સ્ત્રીપુરૂષને પ્રેરણાત્મક નૈતિક બોધ મળે એવી રીતનાં દષ્ટાંતો ઠીક આપ્યાં છે. ભાષા અને શૈલી બંને પારસીસાઇ હોવાથી પારસીઓ સિવાય બીજાને વાંચવી ભાગ્યે ગમે.

---

લંગરાના, ડોસાભાઇ ફરામજી

## જાન કે જીગર

રૂ. ૨–૦–૦

અંગ્રેજી સંસારી નવલકથા. પાત્રો અને સ્થળનાં નામો પણ અંગ્રેજી છે. વાર્તા સારી રસિક અને વસ્તુસંકલના પણ સારી છે, પણ ભાષા અશુદ્ધ તથા પારસીશાહી હોવાથી વાંચતાં કંટાળો આવે એમ છે. આવાં ભાષાન્તરો કરતાં શુદ્ધ ગુજરાતીમાં સ્વતંત્ર પુસ્તક લખાય તો વધારે સારી થાય. એકંદરે પુસ્તક સૌને વાંચવા જેવું છે.

---

લંગરાના, ડોસાભાઈ ફરામજી

## જીવતું દોઝખ

( ૧૯૧૮ ) રૂ. ૩–૦–૦

યુરોપિયન સંસારને લગતી નવલકથા. અંગ્રેજીનું ભાષાન્તર છે. ફ્રાન્સના આગેવાન ગણાતા કુટુંબની એક સ્ત્રી ગરીબીમાં આવતાં કેવાં કાવતરાં કરે છે તે બતાવ્યું છે. તેમજ ઇંગ્લાંડના આગેવાન ઉમરાવ કુટુંબનો વારસ જીવનની એકજ ભૂલને લીધે આખી જીંદગી નરક જેવીજ ગુજારે છે. ગરીબ કુટુંબની ભોળી કુમારિકાને પરણ્યા પછી તેને તજી દે છે અને તેની નાની બાળકીને એક ફ્રેન્ચ ખાનદાન કુટુંબની ગરીબ બાઇની

સંભાળમાં મૂકે છે, પણ તે ફ્રેન્ચ બાઇ પોતાનીજ છોકરીને મોટી ઉમ્મરે પેલા ઉમરાવની છોકરી તરીકે જાહેર કરે છે. પરંતુ છેવટે ખરી ઉમરાવજાદી જાહેર થાય છે. આ વાર્તાનું વસ્તુ છે. એમાં સાચો પ્રેમ અને સ્ત્રીઓની સ્વાભાવિક ઉદારતા ઠીક બતાવી છે. ભાષા પારસી ગુજરાતી અને અશુદ્ધ ઘણી છે તથા નામો બધાં યુરોપીય છે તેથી પારસીઓને વાંચવી ગમે ખરી. હિંદુઓને બહુ રસ ન પડે.

---

**વકીલ, રત્નેશ્વર ભવાનીશંકર**

**ગૃહદાહ**

( ૧૯૧૬ )     રૂ. ૨–૮–૦

શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયના બંગાળી પુસ્તકનો અનુવાદ છે. અંદર સામાજિક અને ધાર્મિક વિષયોની ચર્ચા સારી કરી છે. હિંદુસમાજના ગૃહજીવનનું ચિત્ર વાર્તાના રૂપમાં સારૂં ઉતાર્યું છે. ભાષા સાદી સરળ છે. પુખ્ત ઉમ્મરનાં સ્ત્રી પુરુષોએ વાંચવા જેવું છે.

---

**વકીલ, રત્નેશ્વર ભવાનીશંકર**

**પ્રણયપંક**

( ૧૯૨૪ )     રૂ. ૨-૮–૦

શ્રી. શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયના બંગાળી ગ્રંથ ઉપરથી અનુવાદ કરાયેલી સામાજિક નવલકથા. એમાં ખરાબ સોબતનું પરિણામ, તેથી બચવાનો ઉપાય, સત્યનો જય વગેરે પ્રસંગો બતાવી નીતિનો બોધ આપવાનો પ્રયત્ન છે. ભાષા સરળ છે ને સાદી છે તેથી સામાન્ય લોકોને ઉપયોગી છે.

---

**વકીલ, રત્નેશ્વર ભવાનીશંકર**

**સૈનિકની સુંદરી**

( ૧૯૨૨ )     રૂ. ૪–૦–૦

જી. ડબલ્યુ. એમ. રેનોલ્ડઝના અંગ્રેજી વાર્તા ગ્રંથનો આ ગુજરાતી અનુવાદ છે. મૂળ લેખકના કહેવા પ્રમાણે વાર્તા ખરા બનેલા બનાવોથી ભરેલી છે એટલે એમાં સ્વાભાવિકતા હોય એ દેખીતું છે. વાર્તા દંપતીનો આદર્શ પ્રેમ રજુ કરે છે. એક વીર સૈનિકને તેના ઉપરીઓ તરફથી અન્યાયી રીતે કેટલી બધી સતામણી થાય છે તથા દુષ્ટ લોકો કેવા કેવા પ્રપંચો કરે છે, અને છતાં પ્રેમી જોડું નીતિથી જરા પણ ચલિત થતું નથી તે બહુ આકર્ષક રીતે બતાવ્યું છે. વાર્તાનો અંત હૃદયદ્રાવક છે. અંતે સત્યનો જય થાય છે ને સૌને કર્મનાં ફળ મળે છે તે બતાવ્યું છે. વાર્તા બોધક હોઇ પુખ્ત વયનાં સ્ત્રી પુરુષોને વાંચવા લાયક છે. ભાષા સાદી સરળ છે ને રસિક રીતે લખાઇ છે.

---

વહોરા, ભુવરદાસ બહેચરદાસ

## સુગુણી સુંદરી

(૧૯૦૯) રૂ. ૧-૪-૦

લેખક આને ડિટેક્ટિવ નવલકથા કહે છે પણ એમાં ડિટેક્ટિવની કામગીરી બહુ જ ઓછી છે. ચાલુ વાર્તામાં અનેક વિષયાન્તરો કરી સામાજિક તેમજ જ્યોતિષ, વૈદ્યક વગેરે વિષયોની ચર્ચા કરી વાર્તાના પ્રવાહને તોડી નાખ્યો છે. શિયળરક્ષા તથા બાળલગ્ન અને વૃદ્ધલગ્નનાં માઠાં પરિણામો બતાવવા પ્રયત્ન કર્યો છે. વાર્તામાં કંઇ દમ નથી. ભાષા સાદી ને સરળ છે એટલે સામાન્ય લોકો વાંચી શકે એવી છે.

---

વાચ્છા, માણેકજી એદલજી

## નસીબનાં નખરાં

રૂ. ૧-૦-૦

સામાજિક નવલકથા. સામાન્ય લોકોને વાંચવા લાયક છે. ભાષા સાદી પણ પારસી ગુજરાતી જેવી છે. એમાં બે વાર્તાઓ છે અને તે ફ્રેંચ નવલકથાકાર મોંડુબાના ગ્રંથમાંથી લખેલી છે. વાર્તાનાં વર્ણનો અને પ્રસંગો લાંબાં લાંબાં હોવાથી વસ્તુ ઝટ સમજી ન શકાય અને તેથી કંટાળો આવે એવું લાગે છે એટલે રસમાં ક્ષતિ થાય છે.

---

વિમળાગૌરી સેતલવાડ

## આઇવેનહો ભા. ૨

(૧૯૨૬) રૂ. ૨-૦-૦

સર વૉલ્ટર સ્કોટના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. ઐતિહાસિક જેવી સામાજિક નવલકથા છે. વાર્તાનો ઉદ્દેશ લોકોને રાજકીય વિષયમાં રસ લેતા કરવાનો અને સ્વદેશાભિમાન ખીલવવાનો છે. મૂળ વાર્તા રસિક છે પણ ભાષાન્તર સારૂં થયું નથી. લાંબાં લાંબાં વાક્યો હોવાથી શૈલી ક્લિષ્ટ લાગે છે અને ભાષા સાદી પણ ક્વચિત્ સંસ્કૃતમય શબ્દ રચનાવાળી છે. એકંદરે પુસ્તક સૌને વાંચવા જેવું છે.

---

વિમળાગૌરી સેતલવાડ

## ગુલામગીરીનો ગજબ

(૧૯૧૮) રૂ. ૨-૦-૦

અંગ્રેજીમાં મીસીસ સ્ટોએ લખેલા "અંકલ ટોમ્સ કેબીન" નામના પુસ્તકનો અનુવાદ છે, અને સાથે મૂળ લેખક મીસીસ સ્ટોનુંજીવન ચરિત્ર પણ આપ્યું છે. એ પુસ્તક અંગ્રેજીમાં ઘણું વખણાયું છે. એમાં ગુલામો ઉપર કેવા જુલમો ગુજારવામાં

આવતા તથા દયાળુ શેઠો ગુલામો ઉપર કેવો પ્રેમ રાખતા તે બહુ સુંદર રીતે બતાવ્યું છે. વાર્તામાં કરૂણરસ વહ્યો જાય છે ને વાચકના મગજ ઉપર ઉંડી અસર કરે છે. ભાષા સાદી ને સંસ્કારી છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

**વીંમાવાળા, નટવરલાલ મૂળચંદ**

## હાય આસામ!!! અથવા એક મજુરનું કરુણ જીવનનાટક

(૧૯૨૩) રૂ. ૧-૦-૦

ચહાના બગીચાઓમાં મજુરી કરવા જતા મજુરોને કેટલો ત્રાસ પડે છે ને તેમના ઉપર કેટલો જુલમ ગુજરે છે તેનું આબેહુબ વર્ણન પુસ્તકમાં આપેલું છે. ગિરીશચન્દ્ર નામના એક નાસી આવેલા મજુરની સાચી કરુણ કથા એમાં આપવામાં આવેલી છે એટલે એ પુસ્તક વાંચીને પોતાના જાત ભાઈ ઉપર જુલમ ગુજારનારી ચહા પીવાનું જરુર માણસ છોડી દે. ભાષા પણ તદ્દન સાદી અને રસિક છે. તેથી નાનાં બાળકો પણ હોંસથી વાંચી શકે એમ છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

**વ્યાસ, ચંદુલાલ જેઠાલાલ**

## વિલાસમાં વિનાશ

(૧૯૨૯) રૂ. ૩-૮-૦

રેનોલ્ડઝના 'સીમ સ્ટ્રેસ' નામના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ. શ્રીમંતોના ઘરની સ્થિતિ બહાર સારી દેખાય છે પણ અંદરખાનેથી કેવી ખરાબ હોય છે તેનો ચિતાર સારો આપ્યો છે. અત્યંત ગરીબાઇમાં કેવાં પ્રલોભનો આવે છે પણ વિચારશીલ માણસ તેમાંથી કેમ બચે છે તે બતાવ્યું છે. સુભદ્રાનું પાત્ર ઘણું ઉત્તમ છે. ગરીબ છતાં શ્રીમંતને શરમાવે તેવું એનું વર્તન છે. સ્વછંદી વિઠ્ઠલદાસ એની અસરથી સુધરી જાય છે. રણછોડદાસ શેઠનું પાત્ર પણ ઠીક ચિતર્યું છે. બહારથી ગૃહસ્થ દેખાતા શેઠીયા કુળ અને પ્રતિષ્ઠા સાચવવા કેવા ધંધા કરે છે તે બતાવી આપ્યું છે. એકંદરે પુસ્તક ઉત્તમ છે. ભાષા સાદી ને સૌ સમજી શકે એવી છે.

---

**વ્યાસ, ચંદુલાલ જેઠાલાલ**

## શેરલોકહોમ્સ

(૧૯૨૨) રૂ. ૨-૦-૦

એ નામની અંગ્રેજી વાર્તાનું ભાષાન્તર છે. મૂળ વાર્તા ઘણી સારી છે અને અંગ્રેજી સાહિત્યમાં તેને ઉંચું સ્થાન આપવામાં આવ્યું છે. તેનું આ ભાષાન્તર પણ સારૂં થયું છે. ભાષા સાદી અને સંસ્કારી છે. નવરાશના વખતમાં આનંદ આપે એવા નિર્દોષ વાચન તરિકે પુસ્તક સારૂં છે. માનસપ્રદેશને ખીલવવાની દૃષ્ટિએ પણ ઉપયોગી છે. સૌને વાંચવા લાયક છે.

---

વ્યાસ, જયાશંકર વાઘજી

## કૃષ્ણકાન્તનું વીલ

( ૧૯૦૬ ) રૂ. ૦–૮–૦

બંકીમ બાબુની એક બંગાળી નવલકથાનું ભાષાન્તર છે. સંસારની અનેક ખટપટો અને વારસો લેવાના કેવા પ્રપંચો થાય છે તે વાર્તામાંથી જાણી શકાય છે. પ્રસંગચિત્રો બહુ સારાં છે અને કલ્પનાઓ ઉન્નત છે. ભાષા પણ સાદી અને સરળ છે એટલે સામાન્ય લોકો વાંચી શકે એમ છે.

---

વ્યાસ, મણિલાલ જેઠાલાલ

## કુમારી કામંદકી

'ઋણ પરિશોધ' નામના બંગાળી પુસ્તકને આધારે લખાયલી સામાજિક નવલકથા. આ જગતમાં મનુષ્યો જેવાં આચરણ આચરે છે, તેવાં ફળો તેને અવશ્ય મળે છે એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. વગર સમજ્યે પાશ્ચાત્ય લોકોની વાંદરિયા નકલ કરવાથી કેવું માઠું પરિણામ આવે છે તે એમાં બહુ સારી રીતે બતાવી આપ્યું છે. ભાષા સાદી ને શુદ્ધ સંસ્કારી છે. પુસ્તક દરેક માણસે વાંચવા લાયક છે.

---

વ્યાસ, મણિલાલ જેઠાલાલ

## સાવિત્રીનું સાવિત્રીવ્રત

રૂ. ૧–૪–૦

મૂળ લેખક સુરેન્દ્રનાથ રૉયના "સ્મૃતિ મંદિર" નામની નવલકથાનું ગુજરાતી ભાષાન્તર. વાર્તા સામાજિક છે. એમાં પતિવ્રતા સ્ત્રીનાં બે સુંદર દૃષ્ટાંતો આપ્યાં છે અને શેરડીના ખેતરોમાં યુરોપિયન માલીકોના તાબામાં કામ કરતા મજુરોના ઉપર જે જુલમ ગુજરે છે તેનું તાદૃશ વર્ણન છે. પ્રેમભાવના, સંયમ તથા ત્યાગના ઉત્તમ આદર્શો રજુ કરે છે ભાષા શુદ્ધ સંસ્કારી છે ને દરેક માણસને વાંચવા જેવી છે.

---

વ્યાસ, મણિલાલ જેઠાલાલ

## સ્નેહમયી કે વિષમયી?

( ૧૯૧૯ ) રૂ. ૩–૦–૦

બંગાળીમાંથી 'દેવી ઓ દાનવી' નામના ગ્રંથનો અનુવાદ કરેલી સામાજિક નવલકથા. બંગાળીમાં પણ અંગ્રેજીમાંથી ભાષાન્તર કરેલું હોવું જોઇએ, કેમકે પાત્રો તથા સ્થળનાં નામ બધાં યુરોપિયન છે અને વાર્તાની રચના પણ બધી યુરોપિયન સંસારને બંધ બેસતી છે. એમાં બે સ્ત્રીઓ એક જ પુરુષને ચ્હાય છે અને તેનો પ્રેમ

સંપાદન કરવાના પ્રયત્નો કરે છે. તેમાં સ્નેહમયીનો પ્રેમ વિશુદ્ધ છે જ્યારે વિષમયી ફક્ત કામ વાસનાની તૃપ્તિને માટેજ પ્રેમ દેખાડે છે અને તેને માટે અનેક દુષ્ટ પ્રપંચો કરે છે. છેવટે બંનેનું સ્વરૂપ ઉઘાડું પડે છે. અને સ્નેહમયી સાથે તે પુરુષ સુખી થાય છે. વાર્તા બોધક છે. ખરો સ્નેહ કેવો હોય તે તથા પતિવ્રતા સ્ત્રીના ધર્મ એમાંથી જાણવાના મળે છે, ભાષા સરળ અને શુદ્ધ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

'શયદા'

## અમીના

ઇસ્લામી સંસારી વાર્તા. વાર્તામાં બે પ્રસંગો છે. એકમાં એક છોકરી ઉપર સાસરિયાં ઘણું દુઃખ પાડે છે છતાં તે ધીરજથી સહન કરી પોતાના સદ્ વર્તનથી બધાને સુધારે છે; અને બીજામાં એક માણસ સારીમાઠી દશામાંથી પસાર થઇ માનસિક નિર્બળતાથી ખુવાર થાય છે. વાર્તામાં ઇસ્લામી સંસારની કુરૂઢિઓ બતાવી તે સુધારવા કટાક્ષ કર્યા છે તેમજ કેટલાક ઇસ્લામીઓ વિષયલંપટ હોય છે તેમને સુધારવા પ્રયત્ન કર્યો છે. અંદર કરૂણરસ સારો જમાવ્યો છે. ભાષા સાદી સરળ પણ અશુદ્ધ છે. ઇસ્લામીનીઓએ ખાસ વાંચવા જેવું છે.

---

શાસ્ત્રી. કૃષ્ણપ્રસાદ મણિશંકર

## વિલક્ષણ વેર અથવા પાપનો પ્રતિકાર

( ૧૯૨૦ )     રૂ. ૨-૮-૦

માસ કોરેલીના અંગ્રેજી ગ્રંથનું મરાઠી ભાષાન્તર થયેલું તે ઉપરથી ગુજરાતીમાં ઉતારેલી વાર્તા છે. સંસારમાં કેવા કેવા પ્રસંગો આવે છે અને માણસને જ્યારે કોઇ સાથે વેર બંધાય છે ત્યારે તે કેટલી હદ સુધી વેર લેવાના પ્રયત્નમાં જઇ શકે છે તેનો અચ્છો ખ્યાલ આપ્યો છે. શૈલી સરળ છે અને ભાષા પણ સાદી હોવાથી સૌને વાંચવું ગમે એવું છે.

---

શાસ્ત્રી. કૃષ્ણપ્રસાદ મણિશંકર

## શ્રીમતિ વિજયા

( ૧૯૨૧ )     રૂ. ૩-૦-૦

બંગાળીમાંથી અનુવાદ કરાયેલી સામાજિક નવલકથા. સ્ત્રીઓને તેમજ સામાન્ય લોકોને માટે ઉપયોગી છે. એમાં પ્રસંગો અને પાત્રોના વર્તન દ્વારા નીતિનો બોધ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેમજ માણસનું જીવન સંયોગોને આધીન છે પણ છેવટે સત્યજ તરે છે એ બતાવ્યું છે ને ઉચ્ચ જીવનનો આદર્શ દર્શાવ્યો છે. ભાષા સાદી ને શુદ્ધ છે અને સામાન્ય માણસો સમજી શકે એમ છે. પુસ્તક વાંચવા લાયક છે.

---

શાહ, ચુનીલાલ વર્ધમાન

## ન્યાયના ખુનમાં નીતિ

(૧૯૧૯) રૂ. ૨–૦–૦

વાર્તા મરાઠી ઉપરથી લખેલી જણાય છે. ભાષા સાદી શુદ્ધ અને સરળ છે. વકીલોના કાવાદાવા અને કુટુમ્બ કલહથી દૂર રહેવાનો વાર્તાનો ઉદ્દેશ છે. બનાવો છળ પ્રપંચ અને કપટ જાળથી ભરેલા છે તેથી વાંચતાં તિરસ્કાર ઉત્પન્ન થાય છે. અણુ અન્ત આનંદમય રીતે આણ્યો છે તે ઠીક કર્યું છે.

---

શાહ, ચુનીલાલ વર્ધમાન

## માયાવી મસ્તક અથવા સાહસની પ્રતિમા ભા. ૩

(૧૯૨૩–૨૪) રૂ. ૯–૦–૦

રેનોલ્ડઝના 'પોપ જોન' નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર છે. રેનોલ્ડઝનાં પુસ્તકો ઇતિહાસનાં પાત્રો લઇને અદ્ભુત રસથી અને પ્રપંચની જાળથી ભરેલાં છે. તેમાંનું આ પણ એક છે. એમાં ઇ. સ.ની આઠમી સદીમાં યુરોપમાં ક્રૂર લોકોનું રાજ્ય હતું તે વખતે ધર્માચાર્યો કેવો જુલમ કરતા, વિરોધી ધર્મવાળાઓને જીવતા બાળી મૂકતા અને એવીજ ક્રૂર રીતોએ મૃત્યુ પમાડતા અને કુમારિકાઓની લાજ લુંટતા તેનું હૃદયદ્રાવક વર્ણન છે. તે વખતનો યુરોપીયન સમાજ કેટલો પાશવતાથી ભરેલો જંગલી જેવો હતો તેનું આ પુસ્તકથી ભાન થાય છે. વાર્તા બહુ રસિક છે અને ભાષા પણ સહેલી અને મધુર છે. સામાન્ય લોકોને પણ પુસ્તક વાંચવું ગમે એવું છે.

---

શાહ, ચુનીલાલ વર્ધમાન

## લતા અને લલિતા ભા. ૫

(૧૯૧૧–૧૯) રૂ. ૮–૮–૦

સામાજિક નવલકથા. વાર્તાદ્વારા નૈતિક બોધ આપવાનો પ્રયત્ન છે. વસ્તુસંકલના આકર્ષક અને રસિક છે. ખરો સુધારો કેવો હોવો જોઇએ તે પાત્રોનાં ચરિત્રો ઉપરથી બતાવ્યું છે. ભાષા સાદી અને મધુર છે. સામાન્ય લોકોને વાંચવા માટે પુસ્તક સારૂં છે.

---

શાહ, ચુનીલાલ વર્ધમાન

## વિમળા

(૧૯૦૫) રૂ. ૧–૦–૦

સામાજિક નવલકથા. સંસારમાં બનતા બનાવોને વાર્તામાં ગુંથી સમાજસુધારાના પ્રશ્નોની ચર્ચા કરી છે. ભાષા સાદી સરળ પણ કંઇક કૃત્રિમ જેવી જણાય છે. સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

શાહ, ચુનીલાલ વર્ધમાન

## સુધરેલી સંગીતા

( ૧૯૧૧ )　　રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. સુધારાને નામે ધતિંગો ચાલે છે તેના પ્રસંગો રજુ કરી તેનાથી થતા અનર્થો અટકાવી સાચો સુધારો તથા દેશોત્કર્ષની ભાવના પોષે છે. ભાષા સાદી સરળ છે. સૌને વાંચવા જેવી છે.

---

શાહ, ચુનીલાલ વર્ધમાન

## સુવર્ણ પ્રતિમા

( ૧૯૨૨ )　　રૂ. ૨–૧૨–૦

'Million dollar mystery' નામની અંગ્રેજી વાર્તા ઉપરથી તૈયાર કરવામાં આવેલી સીનેમા ફીલ્મનાં દશ્યો જોઈને ઉપજાવી કાઢેલી નવલકથા ડિટેક્ટિવ વાર્તા જેવી છે. સ્યામલાલ નામનો માણસ મોટી પ્રપંચજાળ ચલાવે છે ને તેમાં ઘણા શ્રીમંતો ફસાય છે. પોલિસને સુદ્ધાં તેની ભાળ લાગતી નથી. સનસુખરાય નામનો શેઠીઓ તેમાં ફસાય છે. અને તેની સ્ત્રી મરતી વખતે સ્યામલાલનાં બધાં કાવત્રાંની માહિતી આપી દે છે. છેવટે પોતાના જમાઈના બુદ્ધિચાતુર્યથી તે છૂટો થાય છે ને પાપીઓને યોગ્ય સજા મળે છે એ વાર્તાનો વિષય છે. એમાંથી નૈતિક બોધ ઘણો મળે એવો છે ને લોકો સાવધ રહેતાં શીખે છે. પુસ્તક સારૂં છે. ભાષા શુદ્ધ સાદી અને સરળ છે. પુખ્ત ઉંમરનાં માણસોને વાંચવા લાયક છે.

---

શાહ, રતનલાલ આત્મારામ

## પુનર્લગ્નનો પશ્ચાતાપ

( ૧૯૧૨ )　　રૂ. ૨–૦–૦

સામાજિક નવલકથા. વાર્તામાં સમાજ સુધારણાના વિષયોની ચર્ચા કરી છે અને પુનર્લગ્ન કરવાથી આવી પડતી મુશ્કેલીઓ તથા વેઠવાં પડતાં કષ્ટનો ચિતાર આપ્યો છે. પાત્રાલેખન સારૂં છે પણ એક ગ્રેજ્યુએટને જેટલો અવ્યવહારૂ ચિતર્યો છે તેટલી અતિશયોક્તિ થયેલી છે. ભાષા શુદ્ધ અને સાદી છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે. પણ હાલના જમાનામાં પુનર્લગ્નનો નિષેધ કરવામાં પ્રગતિનો અટકાવ થાય છે.

---

શાહ, રતનલાલ આત્મારામ

## પ્રપંચ જાળ

રૂ. ૧–૪–૦

મરાઠી ઉપરથી અનુવાદ થયેલી સામાજિક નવલકથા. પુસ્તકમાં બહુ દમ નથી. સામાન્ય વાર્તા જેવી વાર્તા છે અને સુખદુઃખના પ્રસંગો તથા જીવનમાં આવતાં વિઘ્નોનું

વર્ણન છે. શૈલી બહુ આકર્ષક નથી. સ્વાર્થના પ્રપંચોમાંથી પસાર થઇ છેવટ સુખ આવે એવી વાર્તાની રચના છે. ભાષા સાદી છે. સામાન્ય વાચકોને વાંચવું ગમે એવું છે.

---

**શાહ, રતનલાલ આત્મારામ**

## સરસ્વતી

(૧૯૦૮) રૂ. ૧–૪–૦

એક સુંદર સામાજિક નવલકથા. હિંદુસંસારમાં કેવા કેવા સુધારા કરવા જેવા છે તે અસરકારક રીતે બતાવવામાં આવ્યું છે. વાર્તાની ગુંથણી ઉત્તમ પ્રકારની છે અને બહુ રસિક ભાષામાં લખાયેલી છે. વાર્તા બોધક હોવાથી દરેક માણસે વાંચવા જેવી છે. ખાસ કરીને સ્ત્રીઓને વધારે ઉપયોગી છે. ભાષા સાદી અને શુદ્ધ હોવાથી સૌ કોઇ સમજી શકે એમ છે.

---

**શેઠ, મહાસુખ ચુનીલાલ**

## કમનસીબ કુમારી

રૂ. ૦–૧૨–૦

સામાજિક નવલકથા. કેટલાંક સાંસારિક પ્રગતિ વિરોધક બંધનો દૂર કરાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. નાત, પેટનાત, એકડા, ગોળ વગેરેથી સમાજની દુર્દશા થઇ છે તે પ્રસંગોદ્વારા સારી રીતે બતાવી આપ્યું છે તથા કહેવાતા પદવીધરોના આત્માની નિર્બળતા બતાવી છે. ભાષા શુદ્ધ ને સંસ્કારી છે ને સૌને વાંચી વિચાર કરવા જેવું પુસ્તક છે.

---

**સીસોદીયા દોલતસિંહ**

## ઉદયકાન્ત–હિંમતે મર્દા તો મદદે ખુદા

રૂ. ૧–૮–૦

સામાજિક નવલકથા. કન્યાવિક્રય, પુનર્લગ્ન, સ્ત્રીકેળવણી વગેરે વિષયોને વાર્તાના રૂપમાં રસિકતાથી ગુંથ્યા છે. વ્યાપારી બુદ્ધિની પણ અંદર ચર્ચા કરેલી હોવાથી એના વાચનથી વ્યાપાર તરફ પણ વાચકની અભિરૂચી થાય એમ છે. પણ ઉદયકાન્તના પાત્રને અનીતિની શરૂઆતથી ઉદયના માર્ગ પર લેવામાં લેખકે ભૂલ કરી છે. આદર્શ સ્ત્રી તથા આધુનિક સુધારાનાં તત્ત્વો દેખાડવાનો પ્રયત્ન સારો છે. ભાષા સાદી અને સરળ છે. કંઇક જોડણીની ભૂલો છે પણ પુસ્તક એકંદરે સૌને વાંચવા લાયક છે.

---

સૌ. સુમતિ

## કમળકુમાર

રૂ. ૦—૬—૦

સામાજિક નવલકથા. સંસારમાં પડતાં અનેક કષ્ટોને પરિણામે માણસને ઈશ્વર ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તેમજ તેથી માણસના જીવનની દિશા પણ બદલાય છે તે બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. વસ્તુસંકલના અને પાત્રાલેખન સારૂં થયું છે. ભાષા શુદ્ધ અને સાદી છે. પુખ્ત ઉમ્મરનાં સ્ત્રી પુરુષોને વાંચવા લાયક છે.

---

સુવિચાર દર્શક મંડળી

## સેતાનનો સાથી

( ૧૮૯૭ ) રૂ. ૧—૪—૦

રેનોલ્ડઝના એક અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. એક માણસ કેટલુંક સુખ પ્રાપ્ત કરવાને પોતાની જીંદગી સેતાનને વેચે છે. પરંતુ છેવટે તેને સેતાનને આધીન થવું પડે છે અને તેથી પાછળથી તે ઘણો પશ્ચાતાપ કરે છે તે વાત એમાં આપી છે. પાત્રો અને સ્થળનાં નામ વિદેશી રાખ્યાં છે, પણ ભાષાન્તર સારૂં થયું છે ને વાંચનાં રસ પડે એમ છે. પુખ્ત ઉમ્મરનાં માણસો માટે પુસ્તક સારૂં છે.

---

સંઘવી નગીનદાસ પુરૂષોત્તમદાસ

## કથાકલ્પવૃક્ષ

( ૧૯૦૫ ) રૂ. ૦—૮—૦

સામાજિક વાર્તા હોઈ વાર્તાદ્વારા નીતિ તથા ધર્મનો બોધ આપવાનો સારો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એમાંથી દરેક માણસ બોધ લઇ શકે એમ છે તેથી પુસ્તક સૌને વાંચવા જેવું છે. ભાષા સાદી પણ શિષ્ટ—સંસ્કારી છે અને સામાન્ય લોકો પણ વાંચીને સમજી શકે એમ છે.

---

હનફી

## દુઃખીયારી દુઃખતર અથવા મુરદાલ દસ્તેજીંદા

( ૧૯૧૦ )

મુસલમાની સંસારની વાર્તા. અંદર આધુનિક મુસલમાની સમાજનો આબેહૂબ ચિતાર આપવામાં આવ્યો છે અને મુસલમાનોમાં ચાલતી સામાજિક બદીઓ દૂર કરવા કેવી હિલચાલો કરવી તે દેખાડવામાં આવ્યું છે. ભાષા સરળ પણ તેમાં ફારસી શબ્દોનું ભરણું વધારે છે એટલે વિષય અને ભાષા જોતાં મુસલમાનોએ ખાસ વાંચવા જેવી છે. સામાન્ય લોકોને તેમાં ઝાઝો રસ ન પડે.

---

# ૨. ઐતિહાસિક–રાજકીય (સંખ્યા ૯૭)



**અમીન, ગોરધનદાસ કહાનદાસ**

## પાટલીપુત્રની પડતી

( ૧૯૨૪ )    રૂ. ૪–૮–૦

બંગાળીમાંથી અનુવાદ કરેલી ઐતિહાસિક વાર્તા. પુસ્તક સારૂં ને ઉદ્દેશ પણ સારો છે. ભાષા સાદી સરળ હોવાથી સામાન્ય લોકોને વાંચવા જેવું છે. રચના રસમય છે.

---

**અમીન, ગોરધનદાસ કહાનદાસ**

## છત્રપતિ રાજારામ

( ૧૯૧૭ )    રૂ. ૧–૮–૦

મહારાષ્ટ્રની સ્થિતિ વીર શિવાજી પછી કેવી થઇ પડી હતી અને સરદાર સંતાજીએ કેવી બહાદુરીથી મહારાષ્ટ્રનો પુનઃ ઉદ્ધાર કર્યો તેનું સચોટ વર્ણન વાર્તાદ્વારા કરેલું છે. ભાષા શુદ્ધ અને સાદી છે પણ વર્ણનશૈલી ક્લીષ્ટ હોવાથી કોઇ કોઇ વખત વાંચતાં કંટાળો આવે એવું છે.

---

**ઇરાની, શાહરાબ સહેરીયાર ( મશરેક )**

## હિંદુસ્તાનની ખુબસુરત પાદશાહ બેગમો અને શયલાકુમારી

( ૧૯૧૯ )    રૂ. ૧–૮–૦

ઐતિહાસિક વાર્તાઓ છે. ઇતિહાસની કંઇક માહિતી મળી શકે છે એટલું જ, બાકી વાર્તાઓમાં કંઇ દમ નથી. શયલાકુમારીની વાર્તા ઠીક છે. ભાષા અશુદ્ધ અને પારસી સાઇ છે તેથી વાંચતાં કંટાળો આવે એવી છે.

---

**ઇરાની, રૂસ્તમ હો.**

## વિલક્ષણ કથાગ્રંથ

( ૧૮૮૬ )    રૂ. ૧–૦–૦

ઐતિહાસિક વાર્તા છે, પણ ભાષા પારસીસાઇ અને અશુદ્ધ હોવાથી ખાસ પારસીઓજ વાંચી શકે તેવી છે. બીજા લોકોને રૂચે તેવી નથી.

---

ઇરાની, રૂસ્તમ

## ગુલશીરીના–ઇરાનની છેલ્લી શાહજાદી

રૂ. ૧–૮–૦

ઇરાનમાં પારસી રાજ્યની જાહોજલાલી બતાવનારી ઘટનાથી ભરેલી નવલકથા છે. અને પારસીઓને પોતાની માતૃભૂમિ તથા ધર્મ તરફ શ્રદ્ધાવાળા બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ભાષા પારસી ગુજરાતી ઘણી જ અશુદ્ધ છે એટલે પારસીઓ સિવાય બીજાને વાંચવી ગમે એવી નથી.

---

કર્ણિક, માધવરાવ ભાસ્કરરાવ

## વિનાશિની બાળા અથવા રામરાજાનો સર્વનાશ

( ૧૯૨૩ )     રૂ. ૩–૦–૦

ઐતિહાસિક વસ્તુ લઇ તેના ઉપરથી નવલકથા લખી છે. વિજયનગરના હિંદુ રાજ્યનો અંત કેવી રીતે આવ્યો તેનો ચિતાર આપ્યો છે. રાજાઓના વિલાસીપણાથી દેશને કેટલું ખમવું પડ્યું તેનો ખ્યાલ વાર્તાથી આવી શકે છે. ભાષા જરા કઠણ હોવાથી સંસ્કારી વાચકોને માટે પુસ્તક સારૂં છે.

---

' કર્મયોગી '

## પુતળાબાઇ

( ૧૯૧૨ )     રૂ. ૧–૦–૦

ચિંતામણ મોરેશ્વર આપ્ટેના મરાઠી પુસ્તકનો અનુવાદ છે. પુતળાબાઇ એ આજથી ૪૦૦ વર્ષ ઉપર થઇ ગયેલી જાવલીના રાજ્યની કન્યા હતી. એણે સંકટસમયે ધૈર્ય અને હિંમત રાખી પોતાના માનીતા પતિને કેવી રીતે પ્રાપ્ત કર્યો તેનું સુબોધક ચિત્ર આ ગ્રંથમાં છે. ભાષા શુદ્ધ છે પણ ટાઇપની ભૂલો કોઇ કોઇ ઠેકાણે છે.

---

કુંડલાકર, દેવચંદ દામજી

## ગુર્જરેશ્વર કુમારપાળ

( ૧૯૨૬ )     રૂ. ૪–૦–૦

રા. મણિલાલ ન્યાલચંદે સંકલના કરેલી તેના ઉપરથી દેવચંદ દામજીએ સુધારા વધારા કરી પુસ્તક પ્રગટ કર્યું છે. પુસ્તક ઐતિહાસિક છતાં કેટલાંક કલ્પિત પાત્રો અને કલ્પિત બનાવો ઉભા કરી એક રીતે ઇતિહાસનું ખૂન કરવામાં આવ્યું છે. ગ્રંથનું નામ ' કુમારપાળ ' રાખવામાં આવ્યું છે, પરંતુ કુમારપાળના પોતાના સંબંધી તો ફક્ત ૨૦–૨૫

પાનાં જ લખાયાં છે; બાકીનું બધું લખાણ સિદ્ધરાજની રાજ્ય કારકિર્દીને લગતી છે. લેખક જૈન હોવાથી ગ્રંથમાં ધર્મઝનુન વિશેષ જોવામાં આવે છે, અને જૈન ધર્મ તરફના પોતાના પક્ષપાતને લીધે જૈનેતર પાત્રો હલકાં ચિતરવા પ્રયત્ન કરેલો છે. ભાષા સાદી અને શૈલી કૃત્રિમ જણાય છે. નવલકથાના વાચન તરિકે વાંચવું ગમે તેવું તો છે.

---

કોઠારી, કકલભાઇ

## બુઝાતો દીપક ભા. ૧–૨

(૧૯૨૪) રૂ. ૧–૦–૦

મોગલ રાજ્યની પડતીના સમયની ઐતિહાસિક નવલકથા. ઉર્દુમાં મૂળ લેખક ખ્વાજાહસન નિઝામી છે. દિલ્હીના છેવટના પતન વખતે જે જે બનાવો બનેલા અને જે બીજાં પુસ્તકોમાંથી મળી શકતા નથી તે શોધખોળ કરીને મી. નિઝામીએ સત્ય ઘટનાઓ આ પુસ્તકમાં દાખલ કરી છે અને આધુનિક સરકારને હાથે મહાન્ મોગલ બાદશાહોનાં છેલ્લાં ફરજંદોની કેવી દુર્દશા થઇ છે તેનો કરુણ ચિતાર આપ્યો છે. ભાષાન્તર ઉત્તમ પ્રકારનું છે. ભાષા શુદ્ધ અને સાદી છે અને દરેક માણસે વાંચવા જેવું પુસ્તક છે.

---

કોઠાવાલા, મીસીસ જરબાનુ મહેરવાનજી

## શાહ અકબરનો જમાનો યાને મોગલ જાહોજલાલી

(૧૯૦૫) રૂ. ૧–૦–૦

ઐતિહાસિક સામાજિક નવલકથા. સલીમે બીજાનું પ્રેમપાત્ર ઝુંટવી લેવા કરેલો પ્રયત્ન અને તે માટે એક સાચા પ્રેમીને પડેલાં દુઃખો, મીશનરીઓ બહારથી પવિત્ર દેખાવ રાખી અંદરથી કેવાં કાળાં કૃત્યો કરે છે તે વગેરેનો ચિતાર સારો આપ્યો છે. અંગ્રેજીનું ભાષાન્તર છે. એસ્વોર્ન નામનો અંગ્રેજ યુવાન આ વાર્તાનો નાયક છે. અકબરના જમાનામાં કેવા રાજપ્રપંચો ચાલતા હતા અને જહાંગીર તથા તેના મળતીયાઓએ વિષય લાલસાથી નૂરજહાંને મેળવવા કેવા કાવાદાવા કર્યા તે બતાવ્યું છે. ભાષા પારસી ગુજરાતી ને અશુદ્ધ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

ગોહિલ, ધીરસિંહ ઘેલાભાઇ

## ગોહિલ વીર હમીરજી

(૧૯૨૧) રૂ. ૨–૮–૦

ઐતિહાસિક નવલકથા. સોરઠી સોમનાથ ઉપરની મહમદ ગીઝનીની સ્વારી વખતે રજપુતોએ સોમનાથના બચાવમાં દેખાડેલા પરાક્રમનું વર્ણન છે. એમાં હમીરે બતાવેલું

શૌર્ય અદ્દભુત છે. રજપુતોનો ટેક, ધર્મ, શૌર્ય વગેરે સમજાવવાનો સારો પ્રયત્ન છે. વાર્તા વીરરસ પ્રધાન છે અને હમીરના જીવનમાંથી ઘણી સ્ફૂરણા મળે એમ છે. જુવાનોએ ખાસ વાંચવા જેવી છે. ભાષા સાદી અને સંસ્કારી છે.

---

**નાયક, અમૃતલાલ કેશવલાલ**
**ઠક્કુર, નારાયણ વિસનજી**

## નાદીરનો દોરદમામ અથવા બાહુબળનું પરિણામ

( ૧૯૨૧ )      રૂ. ૨–૮–૦

ઐતિહાસિક નવલકથા. નાયકે લખવાની શરૂ કરેલી પણ અધૂરી રહેલી તે ઠક્કુરે પૂરી કરેલી છે. એમાં છળપ્રપંચ અને અદ્વિતીય બાહુબળથી ઇરાનનો બાદશાહ બની બેઠેલા ઇતિહાસ પ્રસિદ્ધ નાદીરશાહનું જીવનચરિત્ર વાર્તારૂપે આપવામાં આવ્યું છે. એમાંથી કર્તવ્યમાં પ્રમાદ રાખનાર રાજાની કેવી દુર્દશા થાય છે તથા તેની પ્રજા કેવી રીબાય છે તેનો ખ્યાલ સારો આપ્યો છે અને વખતસર ચેતે નહિ તેની અધોગતિ થાય છે તે સંબંધી બોધ એમાંથી મળે છે. વાર્તાની રચના સારી છે. ભાષા શુદ્ધ ને સરળ છે. સાધારણ ભણેલા માણસોને માટે વાંચવા લાયક છે.

---

**ઠક્કુર, નારાયણજી વિસનજી**

## આર્ય આદિત્ય–ચક્રવર્તી બાપારાવળ

રૂ. ૧–૦–૦

સીસોદીયા વંશના સંસ્થાપક બાપારાવળનાં સાહસ, ધૈર્ય, શૌર્ય, બુદ્ધિચાતર્ય, હિંમત અને રાજકાર્ય કુશળતાનું અચ્છુ વર્ણન કરવામાં આવ્યું છે. મેવાડનો આખો ઇતિહાસ પ્રેમશૌર્યથી ભરેલો છે. રજપુતોના ટેક તથા ક્ષાત્રતેજનો ખ્યાલ સારો આપેલો છે. વસ્તુસંકલના સુઘટિત છે અને પાત્રાલેખન યથાયોગ્ય થયેલું છે. વાર્તાની ગુંથણી એવી રસિક છે કે પુસ્તક એક વાર હાથમાં લીધા પછી પૂરૂં કર્યા વગર મૂકી દેવાનુ મન થતું નથી. મરાઠીનું ભાષાન્તર છતાં સરળ ગુજરાતીમાં સંસ્કારી ભાષામાં લખાયેલું છે. આ પુસ્તક દરેક લાયબ્રેરીમાં હોવું જોઇએ. પુખ્ત ઉમ્મરના વાચકોને ખાસ વાંચવા લાયક છે.

---

**ઠક્કુર, નારાયણ વિસનજી**

## ચંદ્રશેખર

( ૧૯૨૩ )      રૂ. ૩–૪–૦

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયના બંગાળી ગ્રંથનું ભાષાન્તર. બંગાળાની ડગમગતી નવાબીનો ઇતિહાસ વાર્તામાં ગુંથ્યો છે અને સત્ય ઘટનાઓ જેવા સામાજિક પ્રસંગો

ઉભા કરી વાર્તાને ઘણી રસિક બનાવી છે. ભાષા શુદ્ધ પણ સંસ્કૃતમય એટલે સામાન્ય લોકોને જરા ભારે પડે. પુસ્તક સર્વ કોઇને વાંચવા જેવું છે.

---

ઠક્કુર નારાયણ વિસનજી

## કચ્છનો કાર્તિકેય

(૧૯૨૨) રૂ. ૩–૮–૦

ઐતિહાસિક વાર્તા. કચ્છના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડે છે. ક્ષાત્રતેજનો નમુનો છે. તેમજ હિંદુ મુસલમાનનો સમભાવ સારો આલેખાયો છે. ભાષા શુદ્ધ સંસ્કારી છે. સૌને વાંચવા લાયક છે.

---

ઠક્કુર નારાયણ વિસનજી

## મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા

(૧૯૨૪) રૂ. ૪–૮–૦

ઐતિહાસિક નવલકથા. કનૈયાલાલ મુનસીએ 'ગુજરાતનો નાથ' પુસ્તક લખીને તેમાં અનેક કાલ્પનિક પ્રસંગો ઉમેરી ઇતિહાસનું ખૂન કર્યું છે, તથા ગુજરાતની મહારાણી – સિદ્ધરાજની માતા મયણલ્લા – મીનળદેવી જે એક સતી સાધ્વી અને રાજકાજમાં કુશળ હતી તેને અતિશય વિકારી વિષયવાસનાથી ભરેલી ચીતરી વાચકો ઉપર ખરાબ અસર કરી છે, તેનું ખંડન કરવાને વિવિધ ઐતિહાસિક પુસ્તકો ઉપરથી આધાર લઇ સત્ય સ્વરૂપ પ્રજાને બતાવવા આ પુસ્તક લખવામાં આવ્યું છે. એટલે મુનશીનું પુસ્તક વાંચીને લોકને જે ભ્રમ થઇ ગયો હોય તે ટાળવાને આ પુસ્તક બહુ ઉપયોગી છે. સ્થળે સ્થળે અંદર ઇતિહાસના આધારો પણ આપવામાં આવ્યા છે. વર્ણન શૈલી સુંદર અને રસથી ભરેલી છે. પાત્રાલેખન ઉત્તમ છે. ભાષા જરા ક્લિષ્ટ અને સંસ્કૃતમ છે, તેથી વિદ્વાનોને વધારે ઉપયોગી છે. સાધારણ લોકોને પણ વાર્તા વાંચતાં તો રસ પડે એવું છે એટલે અને એક આધારભૂત ગ્રંથ તરિકે દરેક લાયબ્રેરીમાં રાખવા લાયક છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર

(૧૯૨૭) રૂ. ૨–૮–૦

મહારાષ્ટ્રીય લેખક દામોદર સાવરકરના મલાકાય ત્યાંચે નામના પુસ્તક ઉપરથી લખેલી વાર્તા. મલબારના મોપલાઓએ બંડ કરી સરકારને ત્રાસ આપ્યો હતો અને હિંદુઓના ઉપર બહુ જુલમ વર્તાવ્યો હતો તેનું યથાસ્થિત વર્ણન આપવામાં આવ્યું છે. ધર્માંધ અને ઝનુની કોમ નજીવાં કારણુથી કેવા ભયંકર અત્યાચારો કરે છે તેનો તાદૃશ

ચિતાર આપ્યો છે, અને સ્વાર્થી ધુતારાઓ અજ્ઞાન પ્રજાને ભમાવી કેટલી ખરાબી કરે છે તે બતાવ્યું છે. ભાષા સાદી સરળ છે. દરેક માણસે વાંચવા જેવું પુસ્તક છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## યૌવનચક્ર અથવા મોહમરીચિકા ૨ ભાગ

(૧૯૨૧–૨૩)　　રૂ. ૬–૧૨–૦

ઐતિહાસિક નવલકથા. મૂળ ડચ ભાષામાં લખાયેલી તેના ઉપરથી અંગ્રેજીમાં ઉતારેલી ને તે અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં અનુવાદ કરેલી છે. વાર્તા ૪ ભાગમાં વહેંચાયેલી જણા છે પણ ફક્ત બેજ ભાગ પ્રસિદ્ધ થયેલા છે ને તેથી અધુરી રહી ગયેલી છે. એમાં જહાંગીર બાદશાહના વખતનો ઇતિહાસ સમાયલો છે. નૂરજહાંએ જહાંગીર બાદશાહની બેગમ થવાનું સ્વીકાર્યું તે તેના વૈભવ વિલાસથી લલચાઇને નહિ પણ પોતાના આગલા પતિની હત્યાનું વેર લેવાના ઉદ્દેશથી. અને તેથી આ ગ્રંથની નૂરજહાં ઇતિહાસમાંની નૂરજહાંથી જૂદી તરી આવે છે. સ્ત્રી જાતિ પ્રત્યેનો જહાંગીરનો આદરભાવ પણ વખાણવા લાયક છે. વળી નારાયણ અને માધવીના પ્રેમ પ્રસંગો અને તેનું પરિણામ પણ વાચકના હૃદયમાં આનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે છે. વાર્તા રસિક છે, પણ ભાષા કઠિન–સંસ્કૃતમય તથા ક્લિષ્ટ હોવાથી સામાન્ય લોકો સમજી શકે એમ નથી.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## શાહજહાંના છેલ્લા દિવસો અથવા માધવીકંકણ

(૧૯૧૨)　　રૂ. ૧–૮–૦

રોમેશ બાબુના "માધવીકંકણ" નામના બંગાળી ગ્રંથ ઉપરથી કેટલાક ફેરફાર સાથે લખેલી નવલકથા. એમાં શાહજહાં તથા ઔરંગઝેબના સમયની એક પ્રેમ ઘટનાની કથા વર્ણવવામાં આવી છે. વાર્તા બહુ રસિક છે. પ્રેમને માટે કેવા ભોગ આપવામાં આવે છે તેની સાથે રજપુતોનું શૌર્ય, કર્તવ્યપરાયણતા, નૈતિક બળ અને દુષ્ટોની પ્રપંચ જાળ વગેરેનું વર્ણન છે. ભાષા શુદ્ધ અને મધુર છે. દરેક માણસને વાંચવા જેવું પુસ્તક છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ

(૧૯૨૦)　　રૂ. ૨–૦–૦

બાદશાહ બાબરના જીવનની રૂપરેખા વાર્તા રૂપે આલેખવામાં આવી છે. પણ તદ્દન ઉર્દુમય જેવી અને ક્લિષ્ટ કરી નાખી છે. તેથી સાધારણ માણસો વાંચી શકે તેમ નથી. ઇતિહાસના શોખીનો એનો ઉપયોગ કરે ખરા.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## પદ્મિની અથવા ભસ્મિભૂત ચિતોડ

( ૧૯૧૦ ) રૂ. ૨–૦–૦

રાજપુત પ્રેમશૌર્યનું દર્શન કરાવતી ઐતિહાસિક નવલકથા. રજપુતોનો ટેક, સ્ત્રી-રક્ષા, શૌર્ય ને યુદ્ધપ્રિયતાનું પૂરેપુરૂં ભાન કરાવે છે. અલ્લાઉદ્દીનની રજપુતાના ઉપર ચઢાઇ, પદ્મિની જોવાનો લાગેલો મોહ, યુદ્ધનું ઘમસાણ ને રાણાનું શૌર્ય એ બધું વાર્તા ઉપરથી જાણી શકાય છે. વાર્તા રસિક ને રોમાંચ કરનારી છે. ભાષા પણ શુદ્ધ અને સાદી છે. દરેક માણસે ખાસ કરીને ઇતિહાસના શોખીનોને માટે વાંચવા લાયક પુસ્તક છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ

( ૧૯૨૭ ) રૂ. ૩–૦–૦

ઐતિહાસિક નવલકથા જુદા જુદા બંગાળી તથા મરાઠી પુસ્તકોના આધારે લખાયેલી છે. ૧૮૫૭ના બળવા વખતના બનાવો ઉપર સારૂં અજવાળું પાડે છે. તથા તે વખતની દેશની અને લોકોની સ્થિતિરીતિનો સારો ખ્યાલ આપે છે. માણુસના કાયદેસર હક છીનવી લેવાથી જેના હક જાય તે જીવપર આવીને શું શું કરી શકે છે તે વાર્તા ઉપરથી જોઇ શકાય છે. ભાષા સાદી અને મધુર છે. પુસ્તક બહુ રસિક છે અને વાંચવું ગમે એવું છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## સિતમગર સુલતાન અથવા તલવાર અને કુરાન

( ૧૯૨૮ ) રૂ. ૩–૦–૦

ગુજરાતના સુલતાન અહમદશાહે હિંદુઓ ઉપર ગુજારેલા જુલમો અને રજપુતોએ તે સામે બતાવેલાં અદ્‌ભુત પરાક્રમોનું વર્ણન વાર્તાદ્વારા સારૂં આપવામાં આવ્યું છે. ભાષા શુદ્ધ પણ સંસ્કૃતમય હોવાથી જરા કઠણ પડે તેવું છે. સંસ્કારી વાચકોને વાંચવા લાયક પુસ્તક છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## જયન્તિ અથવા સંતાલ વિદ્રોહ

( ૧૯૨૬ ) રૂ. ૨–૮–૦

એક હૃદયભેદક નવલકથા મૂળ બંગાળીમાંથી અનુવાદ કરીને સુધારાવધારા સાથે લખેલી છે. ઇ. સ. ૧૮૫૫-૫૬માં સંતાલ પરગણાની એક અજ્ઞાન પ્રજાએ તે વખતના કંપની સરકારના અવિચારી અને અત્યાચારી અમલદારોની સામે થઇ પોતાની જન્મ

સિદ્ધ સ્વતંત્રતાના રક્ષણને માટે પ્રાણાર્પણ કરી આખી પ્રજાનો નાશ થવા દીધો હતો તેનું બહુજ હૃદયદ્રાવક વર્ણન આપેલું છે. તે વખતના અંગ્રેજોનાં પૈશાચિક કૃત્યો એમાંથી ઉઘાડાં જણાઇ આવે છે. આવી હકીકત ઇતિહાસોમાંથી મળતી નથી અને તેથી જગતને ખરો ઇતિહાસ જાણવાની ખાતર આવાં પુસ્તકોનો વધારે ફેલાવો થવાની જરૂર છે. ભાષા જરા સંસ્કૃતમય છે, પણ રસિક હોવાથી સામાન્ય લોકો પણ વાંચીને સમજી શકે એમ છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## અનારકલી અથવા અપરાધી અકબર

(૧૯૨૩)    રૂ. ૨-૦-૦

ઐતિહાસિક નવલકથા. અનારકલી નામની એક ઇરાની બાળાના મોહપાશમાં શાહજાદો સલીમ પડે છે અને પછી યુક્તિ-પ્રયુક્તિથી તેને પોતાના મહેલમાં દાખલ કરી દે છે, પણ જનાનખાનાની મુખ્ય બાંદીને તે વાત રૂચતી ન આવવાથી તે તેની વિરૂદ્ધ કાવતરૂં કરે છે તેથી સલીમ તે બાંદીને કાઢી મૂકે છે, પણ તે કોઇ રીતે અકબરની મુલાકાત લે છે અને તેના કાન ભંભેરે છે તેથી અકબર અનારકલીને તકસીરવાન ઠરાવી જીવતી ભોંયમાં ચણાવી લે છે. આ વાર્તાનો વિષય છે. ભાષા સંસ્કૃત તથા ઉર્દુ શબ્દમય અને ક્લિષ્ટ વાકયરચના હોવાથી પુસ્તક સારૂં છતાં સામાન્ય વાચકોને બહુ ઉપયોગી થઇ પડે એવું નથી. ઉંચા ભાષાજ્ઞાન વાળા ભણેલા ને ઇતિહાસના શોખીનોને માટે સારૂં છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય

(૧૯૧૨)    રૂ. ૨-૦-૦

પાવાગઢ ઉપર મુસલમાનોની ચઢાઇ અને ચાંપાનેરના વિનાશનો ઇતિહાસ વાર્તા-દ્વારા આપવામાં આવ્યો છે. પતઇ રાવળના દુરાચારી સ્વભાવને લીધે કાળકામાતાનો તેના ઉપર કોપ થાય છે અને અંતે તેનો નાશ થાય છે તે વાત મુખ્ય છે. વાતોની ગુંથણી બહુ રસિકમય રીતે કરેલી હોવાથી સૌને વાંચવી ગમે એવી છે. ભાષા સંસ્કારી અને શુદ્ધ છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## વિશ્વરંગ

(૧૯૦૯)    રૂ. ૦-૧૨-૦

ઐતિહાસિક જુદી જુદી પાંચ વાર્તાઓનો સંગ્રહ છે: (૧) શાહજાદી શમ્સુલ્લકા, (૨) વનવિહારિણી, (૩) રણવીર હમીર, (૪) કોટારાણી, અને (૫) ભયંકર ભવિષ્ય. વાર્તાઓ પ્રેમ અને શૌર્યથી ભરેલી છે અને પાત્રોનાં ચરિત્રો ઉપરથી ઉત્તમ બોધ મળી શકે એમ છે. પ્રસંગ-ચિત્રો પણ સુંદર છે. ભાષા સાદી સરળ છે ને સૌ કોઇ સમજી શકે એવી છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

ઠક્કુર, નારાયણ વિસનજી

## પરાધીન ગુજરાત

( ૧૯૨૫ ) રૂ. ૩–૦–૦

ગુજરાતના ઇતિહાસને લગતી વાર્તા છે, અને ધાર્મિક વિષયની ચર્ચા પણ અંદર કરી છે. ભાષા આડંબરી સંસ્કૃતમય હોવાથી સામાન્ય લોકો વાંચી શકે તેમ નથી. શૈલી કિલષ્ટ અને કૃત્રિમ બનાવોથી ભરપૂર હોવાથી ભાગ્યેજ કોઇ વાંચે એમ છે.

---

ઠક્કુર, નારાયણ વિસનજી

## ચક્રવર્તી હમીર અથવા ચિતોડનો પુનરુદ્ધાર

( ૧૯૨૧ ) રૂ. ૩–૮–૦

અલાઉદ્દીન બાદશાહે ચિતોડ જીતી લીધેલું તે હમીરે બહાદુરીથી પાછું લીધું તે વિષયને લગતી ઐતિહાસિક વાર્તા છે. એમાં શૌર્ય, ઔદાર્ય, પ્રેમ અને સ્વદેશપ્રીતિ સારાં વર્ણવાયાં છે. ભાષા સાદી અને શુદ્ધ, પણ કંઇક સંસ્કૃતમય છે. આમાં ચિતોડનો ઉજ્જવલ ઇતિહાસ ભરેલો છે. ચિતોડના રજપૂત સુબા માલદેવની બાલવિધવા પુત્રી સાથે હમીર લગ્ન કરે છે એટલી આમાં વિશેષતા છે. પુખ્ત વયનાં સામાન્ય મનુષ્યોને ખાસ વાંચવા લાયક છે.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## ભુવનમોહિની ભા. ૧

( ૧૯૨૧ ) રૂ. ૨–૮–૦

ઐતિહાસિક નવલકથા. જહાંગીર અને અકબરના જમાનાનું ઐતિહાસિક વસ્તુ લઇ તે ઉપર વાર્તાનું ખોખું રચ્યું છે. અકબરની મહત્ત્વાકાંક્ષાને લીધે નાશ પામેલી પઠાણ રાજ્યની રાજકન્યા મોગલ મહેલમાં પેસી મોગલ રાજ્યને નુકશાન કરવા કાવત્રાં કરે છે એ વાર્તાનો મુદ્દો છે. ભાષા સાદી સરળ છે ને સામાન્ય લોકો વાંચી શકે એવી છે.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

## રણઘેલા રજપુતો ૨ ભાગ

( ૧૯૨૧ ) રૂ. ૪–૦–૦

ઐતિહાસિક નવલકથા છે અને રજપુતોના રણશૌર્યનું વર્ણન સારૂં આપ્યું છે. સામાજિક વિષયો ઉપર પણ પ્રકાશ સારો પાડે છે. મૂળ બંગાળીમાંથી વાર્તા લીધેલી હોવાથી ભાષા શુદ્ધ અને કંઇક સંસ્કૃતમય છે. વીરરસ પ્રધાન હોવાથી વાંચવી ગમે એવી છે. પુખ્ત ઉંમરનાં સ્ત્રી પુરુષોને ઉપયોગી છે.

---

**તાલેયારખાં, જહાંગીરશા અરદેશર**

## મુદ્રા અને કુલીન

( ૧૮૯૪ )     રૂ. ૧–૦–૦

ઐતિહાસિક નવલકથા. જુના વખતના રાજકારભાર અને હાલના રાજકારભાર વચ્ચેનો તફાવત બતાવી અંગ્રેજી રાજ્યથી કેટલું સુખ અને સ્વતંત્રતા દેશને મળ્યાં છે તે બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. કુદરતનાં વર્ણનો અને પ્રસંગોનો આબેહુબ ચિતાર આપ્યો છે તથા વાર્તાની ગુંથણી રસિક રીતે કરેલી હોવાથી પુસ્તક વાંચવા લીધા પછી હાથમાંથી છોડવું ગમે એવું નથી. ભાષા પણ સંસ્કારી ને શુદ્ધ છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

**ત્રિપાઠી, ધનશંકર હિરાશંકર**

## સત્તરમી સદીનું ફ્રાન્સ ભા. ૧ લો.

( ૧૯૨૦ )     રૂ. ૨–૧૪–૦

એલેકઝાન્ડર ડુમાના ફ્રેન્ચ ભાષાના પુસ્તકના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી ગુજરાતીમાં ભાષાન્તર કરેલું છે. સ્થળ તથા પાત્રોનાં નામ અસલ ગ્રંથ પ્રમાણે કાયમ રાખેલાં છે તેથી અંગ્રેજી વાંચી કે સમજી ન શકે એવા વાચકોને મૂળ ગ્રંથની વસ્તુ સમજવાને ઠીક પડે એમ છે. એમાં તે વખતની ફ્રાન્સની સ્થિતિનું વર્ણ વાર્તા રૂપે છે એટલે ઇતિહાસના શોખીનોનેજ ઉપયોગી ગણાય. પણ આમાં મૂળ પુસ્તકની ચોથા ભાગનીજ વાત આપેલી છે. ભાષા સાદી ને શુદ્ધ છે. પુખ્ત ઉમ્મરનાં માણસોને અને સાધારણ ભણેલાઓને કામનું પુસ્તક છે.

---

**ત્રિવેદી, હરગોવિંદ પ્રેમશંકર**

## કાઠિયાવાડની જુની વાર્તાઓ

( ૧૯૨૨ )     રૂ. ૨–૮–૦

ઐતિહાસિક અને સામાજિક કાઠિયાવાડની રસમય વાતોને સરસ રૂપમાં ગોઠવીને સંગ્રહ કરેલો આ ગ્રંથ ઉત્તેજનને પાત્ર છે. પ્રો. ઠાકોર જેવા સાક્ષરે એનો ઉપોદ્ઘાત લખ્યો છે એજ એની મહત્તા બતાવે છે. પ્રાચીન સાહિત્ય કેટલું મહત્ત્વનું છે તે કહેવાની જરૂર નથી. કેટલીક વાતો ખરી બનેલી માલમ પડે છે, તેમાં શુદ્ધ પ્રેમ અને શૌર્યની પરાકાષ્ટા જણાઇ આવે છે. સમાજ બંધનનાં દુઃખોની પરિસીમા પણ દષ્ટિ ગોચર થાય છે. ભાષા શુદ્ધ સાદી અને સરળ છે અને વાર્તાઓ બોધપ્રદ તથા રસિક હોવાથી સૌને વાંચવી ગમે એવી છે.

---

થાનકી, ગોકુલદાસ પુરુષોત્તમ

## સતી સોન ને વીર રાખાયત અથવા ધુમલીનું ઘમસાણ ભાગ ૧લો

( ૧૯૧૩ ) રૂ. ૧–૮–૦

ઐતિહાસિક નવલકથા. વફાદારી, શૂરવીરતા, બતાવવા ઉપરાંત અનીતિથી ચાલવાથી અને નિમકહરામી કરવાથી કેવાં માઠાં પરિણામ આવે છે તે સુંદર રીતે બતાવ્યું છે. ભાષા સરળ ને રસિક છે. ઇતિહાસના શોખીનોને ઉપયોગી છે અને સામાન્ય વાચક વર્ગને પણ આનંદ આપે એમ છે.

---

દલાલ, રાજેન્દ્રરાવ સોમનારાયણ

## મોગલસંધ્યા

( ૧૯૨૪ ) રૂ. ૨–૦–૦

મોગલવંશની પડતી કયાં કારણોથી થઇ તેનું બ્યાન પુસ્તકમાં સારૂં કરવામાં આવ્યું છે. અકબરે નાંખેલો જજીયા વેરો અને વીર દુર્ગાદાસ સાથેના યુદ્ધનું વર્ણન તથા વૃદ્ધાવસ્થામાં ઔરંગઝેબનો પોતાનાં કરેલાં કૃત્યો બાબત પસ્તાવો વગેરે વિષયો સારા છે. ભાષા સાદી સરળ છતાં ઘણે ઠેકાણે વ્યાકરણના દોષો વાળી અને અશુદ્ધ જોડણી વાળી છે. પુખ્ત ઉમ્મરના સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

દવે, દેવશંકર ઉત્તમરામ

## નવલ પહેલું અથવા વીરાધીરાની દેશકલ્યાણી વાર્તા

( ૧૮૮૫ ) રૂ. ૧–૦–૦

વાર્તા કલ્પિત છે, અને એક રૂપક આપી મુસલમાન વિજેતાના સમયથી માંડીને ભલા વૉઇસરાય લોર્ડ રીપનના સમય સુધીનો ઇતિહાસ રજુ કરવાનો કર્તાએ પ્રયત્ન કર્યો છે. પરંતુ અનેક અશકય કલ્પનાઓ, નકામાં ટાયલાં અને પ્રતિભારહિત લેખન શૈલીથી વાંચનારને કંટાળો આવે છે. પ્રસિદ્ધ વિવેચક સદ્‌ગત નવલરામ ભાઇએ પોતાના વિદ્યાર્થીના આ પુસ્તક માટે તે વખતે બહાર પડતાં અનેક ચિથરીયા લખાણોની સરખામણીમાં કેટલાક ઉત્તેજનના શબ્દો લખ્યા છે. સામાન્ય લોકો માટે પુસ્તક સારૂં છે.

---

દવે, મહાશંકર ઇંદ્રજી

## વજીરનંદિની ગુલબેગમ

( ૧૯૨૩ ) રૂ. ૨–૮–૦

મૂળ બંગાળી ઉપરથી લખાયેલી ઐતિહાસિક વાર્તા છે. ભાષા સરળ છે પણ અશુદ્ધિઓ ઘણી છે. સહેલી ભાષા હોવાથી સામાન્ય લોકો તથા બાળકો પણ વાંચી શકે એમ છે.

**દવે, મહાશંકર ઇંદ્રજી**

## મીરકાસમ

(૧૯૨૩)　　રૂ. ૨-૦-૦

મૂળ બંગાળી લેખક અક્ષય્યકુમાર દત્તના પુસ્તકનો અનુવાદ છે. મીરકાસમના સમયનો ખરો ઇતિહાસ વાર્તા રૂપે ગોઠવેલો છે તે ઉપરથી જણાય છે કે આપણી નિશાળોમાં કેવા ખોટા ઇતિહાસો શિખવવામાં આવે છે. તે વખત અંગ્રેજોએ પ્રજા ઉપર કેવા જુલમો ગુજાર્યા હતા તથા એક વિજેતા પ્રજા જીતાયલી પ્રજાને કેટલી કચડી નાખે છે તે આ વાર્તાથી જણાય છે. તેની સાથે નીચ સ્વાર્થી માણુસો પોતાના ક્ષુલ્લક લાભની ખાતર તથા ઇર્ષાને ખાતર કેટલો દેશદ્રોહ કરે છે તેનો ખ્યાલ આવે છે. ભાષા શુદ્ધ અને રસિક લખાણુ છે. દરેક માણુસે પુસ્તક ખાસ વાંચવા જેવું છે.

---

**દવે, મહાશંકર ઇંદ્રજી**

## રાજમાર્ગ

(૧૯૩૦)　　રૂ. ૨-૮-૦

ગાંધીયુગની એક રસિક નવલકથા. દેશની હાલની સ્થિતિનું વર્ણન બહુ સારૂં કરવામાં આવ્યું છે, અને સ્વદેશી વસ્તુ પ્રચારનું મહત્વ આકર્ષક રીતે સમજાવ્યું છે. નિવૃત્ત સરકારી અમલદાર તથા નવીન અમલદાર કેવા હોય છે, પૈસાદાર લોકોની રીતભાત કેટલી દુઃખદાયક હોય છે, સ્વદેશીનો ચુસ્ત હિમાયતી સુરેશ્વર વિદેશી વતાવરણમાં ઉછરેલી સુમિત્રાના મગજ ઉપર સ્વદેશી વિચારોની અજબ છાપ પાડે છે વગેરે અસરકારક ભાષામાં લખાયેલું છે. વાર્તાની ઘટના સુંદર છે અને માતૃપ્રેમ, પિતૃપ્રેમ, ભ્રાતૃસ્નેહ વગેરે ગુણો સચોટ રીતે ઉપદેસ્યા છે. ચાલુ સમયમાં પુસ્તક બહુ ઉપયોગી છે. ભાષા સરળ છે. મોટી ઉમ્મરના દરેક માણુસે વાંચવા જેવું પુસ્તક છે.

---

**દેલવાડાકર, ગોપાળજી કલ્યાણુજી**

## પૃથુકુમાર

(૧૯૧૯)　　રૂ. ૨-૦-૦

ઐતિહાસિક વસ્તુ લઇ તેને વાર્તા રૂપે ગોઠવી છે. પણ કેટલેક ઠેકાણે ઇતિહાસનું ખૂન કર્યું છે. મેવાડના રાજવંશને 'રાઠોડ' તરિકે ઓળખાવી લેખકે પોતાનું અજ્ઞાન બતાવી આપ્યુ છે. એમાં ગીતાના કર્મ માર્ગનો ઉપદેશ આપ્યો છે અને મેવાડના રાજકુમાર પૃથુરાજનાં પરાક્રમોનું વર્ણન છે. ભાષા, શૈલી, અને ચિત્રો કેવળ કૃત્રિમ અને નાટકી લાગે છે. પરંતુ વાર્તામાં રસ છે અને લોકોને વાંચવી ગમે એવી છે.

---

**દેશાઇ, ચમનલાલ રતનલાલ**

## શહેનશાહ જહાંગીર

(૧૯૧૫)　　રૂ. ૦-૧૨-૦

બંગાળી અને હિંદી ઉપરથી રચાયેલું જીવનચરિત્રનું પુસ્તક છે. જહાંગીર બાદ-

શાહના વખતમાં પ્રજાને કેવો ન્યાય મળતો હતો તથા દેશ કેવો સમૃદ્ધિવાન હતો તેનો ખ્યાલ આ પુસ્તક ઉપરથી સારો આવે છે. ઇતિહાસના બીજા પણ કેટલાક પ્રસંગોની સારી માહિતી મળે છે. પુસ્તક ઉપયોગી છે અને વાંચવા જેવું છે. ભાષા પણ સાદી સરળ અને શુદ્ધ છે.

---

દેશાઇ, લલ્લુભાઇ ભીમભાઇ

## રાજયોગી યાને પરમાર ધારાવર્ષદેવ ભા. ૧-૨

(૧૯૧૫) રૂ ૫-૦-૦

ઐતિહાસિક નવલકથા. લખનાર સીરોહી રાજ્યના એક અમલદાર છે. એમણે તે રાજ્યના ભાટચારણો પાસેથી હકીકત ભેગી કરી તથા પાળીયાઓ ઉપરના લેખો ઉપરથી ઉપજાવી કાઢી સુંદર વાર્તા લખી છે. ચંદ્રાવતીના પરમાર રાજાના ઇતિહાસના જાજવલ્યમાન પ્રસંગો વાર્તામાં બહુ સારી રીતે ગુંથ્યા છે. વસ્તુસંકલના પણ એવી સુઘટિત છે કે વાંચતાં આનંદ થાય છે. શૌર્ય, ન્યાય, સ્વામીભક્તિ, પતિસેવા, બંધુપ્રેમ અને ચહતીપડતીના પ્રભાવનું વર્ણન બહુ સુંદર છે. નૈતિક બોધ પણ વાર્તામાંથી સારો મળે છે. ભાષા પણ સરળ ને રસિક છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

દેસાઇ, મોહનલાલ મગનલાલ

## ઔરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન મોગલ!

(૧૯૦૯) રૂ. ૨-૦-૦

ઐતિહાસિક નવલકથા. લંડન રાજરહસ્યના ધોરણે ગ્રંથ રચના કરી જણાય છે અને કંઇક અંશે તેમાં સફળતા મળેલી જણાય છે અને વાર્તા બોધક છે પણ ભાઇ બેનનો પ્રેમ દંપતી પ્રેમ જેવો થઇ જવાનો પ્રસંગ આવી જાય છે પરંતુ કર્તાએ કળાથી તે અટકાવ્યો છે. પુસ્તક એકંદરે સારૂં છે. ભાષા સાદી સરળ હોવાથી સામાન્ય લોકો પણ વાંચી શકે એમ છે.

---

દ્વિવેદી, જયશંકર ખોડીદાસ

## બેગમમહાલ ભા. ૧-૨

(૧૯૧૮-૧૯) રૂ. ૪-૮-૦

જહાંગીર બાદશાહના સમયની ઐતિહાસિક નવલકથા. બંગાળીનો અનુવાદ છે. એમાં નુરજહાંનું રાજ્યકારભારમાં આધિપત્ય અને પ્રાબલ્ય તથા મોગલ દરબારમાં ચાલતાં કારસ્થાનોનું અચ્છુ ચિત્ર આપવામાં આવ્યું છે. જુલેખાંની વેરની વસુલાત, શાહજાદાના વિલાસ, અને રજપુતોનાં પરાક્રમ અસરકારક રીતે બતાવ્યાં છે. વાર્તા રસિક છે ને સૌને વાંચવી ગમે એવી છે. ભાષા પણ સાદી સરળ ને સંસ્કારી છે.

---

**ધોળકીયા, વિજયરાય હિંમતરાય**

## રાજા ગણેશ કિંવા મંદાકિની

( ૧૯૨૫ ) રૂ. ૩—૦—૦

શ્રીયુત શશીચંદ્ર ચટ્ટોપાધ્યાયના બંગાળી ગ્રંથ ઉપરથી અનુવાદ. સુલતાન આલમશાહ હિંદુ પ્રજા ઉપર ઘણા જુલમો કરે છે, અને રાજા ગણેશ પોતાની ભૂમિ માટે કેવાં કામો કરે છે એ વાર્તાનો વિષય છે. વાર્તાની નાયિકા મંદાકિની પોતાના દેશ તથા ધર્મની રક્ષાને માટે છૂપા વેશે દુસ્મનોમાં રહી અનેક પ્રકારની મદદ કરે છે તે બતાવ્યું છે. દેશાભિમાન તથા ધર્માભિમાનનો બોધ વાર્તામાંથી સારો મળે છે. ભાષા સાદી અને શુદ્ધ છે. સૌને વાંચવા લાયક છે.

---

**નારાયણ હેમચંદ્ર**

## જયસિંહ

રૂ. ૦—૮—૦

બંગાળી ભાષામાં લખાયેલા 'સીતારામ' નામના પુસ્તકનો અનુવાદ. નારાયણ હેમચંદ્ર સાધુ પુરુષ હતા અને નવલકથા લખવાનો જ ધંધો કરતા. બંગાળી તથા અંગ્રેજીમાંથી એમણે નાની મોટી સેંકડો નવલકથાઓ લખી છે. બંગાળીનું સીધું ભાષાન્તર કરતા તેથી એમની ભાષા ક્લિષ્ટ અને સંસ્કૃતમય વધારે થઇ જાય છે. આમાં મુસલમાની રાજ્ય સમયની એક કલ્પિત ઐતિહાસિક ઘટના છે. ભાષા ક્લિષ્ટ અને સંસ્કૃતમય હોવાથી સામાન્ય લોકને રસ પડે તેવી નથી.

---

**નુરાની, અકબરઅલ્લી ડી.**

## બગદાદનો બાદશાહ

( ૧૯૧૯ ) રૂ. ૩—૦—૦

ઐતિહાસિક નવલકથા. ખલીફા હારૂન અલ રસીદના સમયની એક વાતો છે. હારૂન અલ રસીદ બાદશાહ હઠપૂર્વક પોતાની ખૂબસુરત બેન અબ્બાશા અને વજીર જાફરને મીજલસમાં પોતાને પડખે બેસાડે છે. પરિણામે બંનેમાં પ્રેમના અંકુરો ફૂટે છે અને લોકમાં પણ તેની ચર્ચા થાય છે તે ઉપરથી બાદશાહ બંનેનાં લગ્ન કરાવી આપે છે પણ બંનેને એકાંતમાં મળવા દેતો નથી. દૈવયોગે બંનેનો સમાગમ થાય છે ને અબ્બાશાને ગર્ભ રહે છે. આ વાતની બાદશાહને ખબર પડતાં તે બંનેની કતલ કરાવે છે. આ વાર્તાનો વિષય છે. ભાષા સાદી અને શુદ્ધ છે. મુસલમાન વાચકોને વાંચવી ગમે ખરી. બીજા સામાન્ય લોકોને બહુ રસ પડે એવી નથી.

---

પટેલ, લલ્લુભાઇ ગોકળભાઇ

## મહારાણા બાપારાવ

(૧૯૧૪) રૂ. ૧–૪–૦

ઐતિહાસિક નવલકથા. ઉદેપુરના મહારાણાઓના પ્રતાપી પૂર્વજ, સીસોદીયા વંશના સ્થાપક બાપારાવળના તેજસ્વી જીવન–પ્રસંગો એમાં આલેખવામાં આવ્યા છે. અંદર વીરરસ ઉભરાઇ જાય છે અને બાપા રાવળનાં નાની ઉમ્મરનાં પરાક્રમો, સ્ત્રીઓની બહાદુરી, પ્રાણ જતાં પણ કરવામાં આવતી શિયળ રક્ષા, બ્રાહ્મણોની મહત્તા વગેરે અસરકારક રીતે બતાવ્યું છે. ધર્મના ઝઘડાઓમાં પડવાથી રાજાઓને કેટલું નુકશાન થાય છે તેનું તથા હરિત ઋષિના આદર્શ જીવનનું વર્ણન ઠીક છે. બાપા રાવળનું હિંદુ ધર્મનું અભિમાન વખાણવા લાયક છે. ભાષા પણ સાદી અને સંસ્કારી છે. પુસ્તક દરેક માણસે વાંચી મનન કરવા જેવું છે.

---

પઠાણ, નીઝામખાં નુરખાં

## હસન અને ઇન્જીલના

(૧૯૧૩) રૂ. ૧–૮–૦

આ તુર્કસ્તાનની એક વીરકથા છે. તુર્કસ્તાન અને રૂશિયા વચ્ચેની લડાઇનો ઐતિહાસિક પ્રસંગ લઇ વાર્તાની રચના કરવામાં આવી છે. તુર્ક યુવાનો પોતાની પાસે કંઇ સાધન ન હોવા છતાં પોતાના શૌર્યથી રૂશિયાને આંજી નાખે છે અને પોતાના દેશની રખડતી કુમારિકાઓને બચાવી લે છે તેનો ખ્યાલ આ વાર્તા સારો આપે છે. ભાષા સાદી અને સરળ હોવાથી સૌ સમજી શકે એમ છે. જુવાનોએ ખાસ વાંચવા જેવી છે.

---

પરમાર, રત્નસિંહ દીપસિંહ

## કેટલાંક મહાન યુદ્ધો

ઐતિહાસિક ગ્રંથ મરાઠીનું ભાષાન્તર છે. જગતમાં જે મોટી મોટી લડાઇઓ થઇ તેનું વર્ણન આપેલું છે. ભાષા સાદી અને શુદ્ધ છે. ઇતિહાસના શોખીનોને માટે પુસ્તક સારૂં છે અને જેને સાધારણ ઇતિહાસનું જ્ઞાન હોય તેને વાંચતાં રસ પડે એમ છે.

---

પરીખ, દ્વારકાંદાસ મોતીલાલ

## છત્રપતિ શંભાજી મહારાજ

(૧૯૦૬) રૂ. ૧–૪–૦

મરાઠી ઉપરથી અનુવાદ કરેલો છે. વાર્તામાં શંભાજી મહારાજના વખતનો ઇતિહાસ આપેલો છે અને તે વખતના રીતરિવાજનો ખ્યાલ આપ્યો છે. વીરરસ મુખ્ય

છે. એકંદરે વાર્તા રસિક તથા વાંચવી ગમે એવી છે. ભાષા સાદી સરળ છે. ઇતિહાસના શોખીનોએ ખાસ વાંચવા જેવું પુસ્તક છે. સામાન્ય લોકોને માટે પણ સારૂં છે.

---

પરીખ, મણિલાલ કેશવલાલ

## ખલીફનાં અદ્‌ભુત પરાક્રમ

(૧૯૧૪)　　રૂ. ૧-૦-૦

અંગ્રેજીમાંથી અનુવાદ કરાયેલી ઐતિહાસિક નવલકથા. ખલીફાના સમયના લોકોના રીતરિવાજ તથા દેશની સ્થિતિનો એમાંથી સારો ખ્યાલ આવે છે. વાર્તાની રચના રસમય છે અને ભાષા સાદી અને શુદ્ધ હોવાથી સૌને વાંચવી ગમે એવી છે.

---

પંડ્યા, મણિશંકર પ્રભાશંકર

## રા'નો ઘણ

(૧૯૨૨)　　રૂ. ૨-૦-૦

જુનાગઢના રાજા રા' નવઘણના સમયનો ઇતિહાસ વાર્તા રૂપે લખાયેલો છે. વાર્તા શૌર્યના ચમત્કારોથી ભરેલી છે અને કરૂણ રસ પ્રધાન છે. ભાષા અશુદ્ધ અને શૈલી કંટાળા ભરેલી છે. સામાન્ય વાચકોને માટે ઠીક છે. કેટલાંક અદ્‌ભુત વર્ણનો અસંભવિત અને ન માની શકાય તેવાં હોવાથી સુધરેલા જમાનામાં માન્ય થઇ શકે એવાં નથી.

---

પારેખ, મગનલાલ પ્રા.

## રાજમાતા યાને રાજા માનસિંગનો ગૃહસંસાર

(૧૯૧૩)　　રૂ. ૧-૦-૦

ઐતિહાસિક નવલકથા. મરાઠીમાંથી અનુવાદ. શુદ્ધ નિષ્ઠાવાળા એક તરૂણ રાજકુમારને કાવત્રાબાજોની ખટપટથી કેટલું કષ્ટ સહન કરવું પડે છે, અને અંતે સત્યનો વિજય થાય છે તેનો સારો ચિતાર આપવામાં આવ્યો છે. ભાષા શુદ્ધ ને સરળ છે અને સૌને વાંચવા જેવું છે.

---

બ્રહ્મભટ્ટ, છગનલાલ મોતાભાઇ

## વીર પ્રતિજ્ઞા

શિવાજી મહારાજના સરદાર વીર તાનાજીનું આ જીવન વૃત્તાન્ત વીરરસથી ભરપુર હોઇ દરેક તરૂણે વાંચવા જેવું છે. એવાં સ્વામીભક્તિ, અને શૌર્ય તથા હિંમતની

પરાકાષ્ટા છે, વીર તાનાજીએ કેવું અદ્દભુત પરાક્રમ કરીને સિંહગઢનો કિલ્લો લીધો તેનું રોમાંચક વર્ણન છે. ભાષા સાદી ને સરળ છે ને દરેક માણસે અવશ્ય વાંચવા જેવું છે.

---

**ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ**

## દુર્ગાદાસ રાઠોડ

(૧૯૧૨) રૂ. ૧–૦–૦

ઐતિહાસિક નવલકથા. વાર્તા વીરરસની અને રજપુતાનાના જ્વલંત ઇતિહાસથી ભરેલી છે. વીર દુર્ગાદાસે જોધપુરના રાજકુમારના રક્ષણને માટે જે બહાદુરી બતાવી હતી અને ઔરંગ જેવા ઝનુની બાદશાહની પ્રપંચ જાળમાં ન ફસી એ ભયંકર દુશ્મની સામે થઇ જે ખરી વફાદારી બતાવી તેનું રસભર્યું વર્ણન વાર્તામાં છે. ભાષા સાદી અને સૌ વાંચી શકે એવી છે. 'વીર દુર્ગાદાસ' નામનું આજ વિષયની વાર્તાનું પુસ્તક આના કરતાં ચઢી જાય ખરૂં.

---

**ભટ્ટ, રામકૃષ્ણ ભાઇશંકર**

## જુલિયા દલિયા અને પવિત્ર ગુલનાર

(૧૯૦૯) રૂ. ૦–૧૨–૦

ઔરંગઝેબ ને શાહજહાંના સમયની બે ઐતિહાસિક પ્રેમી યુગલની વાર્તાઓ છે. અંદર પ્રેમની પવિત્રતા જળવાઇ રહી છે એટલે વાંચનારના ઉપર ખરાબ અસર થાય એમ નથી. ભાષા સાદી અને સરળ છે. સૌને વાંચવા લાયક છે.

---

**મશરૂવાળા, વ્રજલાલ દામોદરદાસ**

## મીસરની મહારાણી કિલઓપેટ્રા

(૧૯૧૪) રૂ. ૧–૮–૦

મૂળ લેખક રાઇડર હેગાર્ડના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ. આ ગ્રંથનો એક અનુવાદ એક પારસી ગૃહસ્થ ધનજીભાઇ નવરોજજી પટેલે કરેલો છે. તેની ભાષા પારસી-શાહી છે. આ પુસ્તકની ભાષા શુદ્ધ અને સંસ્કૃત શબ્દોના મિશ્રણ વાળી છે. વિષય એક જ છે. કિલઓપેટ્રાની વિષયાંધતાનું અને તે જમાનાની લોકસ્થિતિ તથા જાહોજલાલીનું એમાં વર્ણન છે. ધર્મ, નીતિ, દેશસેવા, કર્તવ્યપરાયણતા વગેરેનો બોધ પણ મળી શકે એમ છે. ઇતિહાસના શોખીનોને માટે પુસ્તક ઉત્તમ છે અને સામાન્ય લોકોને પણ વાંચતાં રસ પડે એવું છે.

---

મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર

## પતિવ્રતા બેગમ લુત્ફુન્નિસા

( ૧૯૦૯ )      રૂ. ૧-૮-૦

ઐતિહાસિક નવલકથા. બંગાળાના ઇતિહાસમાંથી વસ્તુ લઇ વાર્તાની રચના કરી છે. બંગાળાનો નવાબ અને તેની બેગમ લુત્ફુન્નિસાનું સાંસારિક જીવન વાર્તા રૂપે વર્ણવવામાં આવ્યું છે અને તેમાં બેગમના પતિવ્રતનો મહિમા બતાવ્યો છે. અંદર રાજકીય વિષયોની પણ કેટલીક ચર્ચા આવે છે. વિવિધ પુસ્તકોમાંથી ઇતિહાસ ભાગ લઇ વાર્તાની ગુંથણી રસમય બનાવવામાં આવી છે. ભાષા પણ શુદ્ધ અને સંસ્કારી છે, તેમ દરેક માણસ સમજી શકે એવી છે. પુસ્તક બોધક ને રોચક હોવાથી સૌને વાંચવા જેવું છે.

---

મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર

## બાદશાહી કથાકુંજ

( ૧૯૧૪ )      રૂ. ૧-૪-૦

એ ત્રણ બંગાળી ગ્રંથોનો અનુવાદ છે. ઐતિહાસિક વસ્તુઓ લઇને ખરો પ્રેમ, નીતિ, વ્યવહાર અને જનસ્વભાવ વગેરેનો બોધ આવે એવી વાર્તાઓની ગુંથણી કરી છે. સ્ત્રીઓને માટે પતિવ્રત ધર્મનો બોધ લેવા લાયક દૃષ્ટાન્તો સારાં છે અને વિશુદ્ધ પ્રેમનો ચિતાર રજુ કરે છે. વાર્તાઓ રસિક હોવાથી વાંચવી ગમે એવી છે. જુવાન સ્ત્રી પુરુષો વાંચે તો તેમને લાભ થાય એમ છે. ભાષા શુદ્ધ અને સરળ છે.

---

મહેતા. ડાહ્યાભાઇ રામચંદ્ર

## રાજા છત્રશાલ

( ૧૯૧૬ )      રૂ. ૧-૮-૦

એ નામની મરાઠી નવલકથાનું ભાષાન્તર. પોતાના દેશનો શત્રુઓથી બચાવ કેવી રીતે કરવો તેનું દષ્ટાંત બુંદેલખંડના રાજા છત્રશાલના જીવન પ્રસંગોમાંથી સારૂં આપ્યું છે. ભાષા સાદી સરળ ને શુદ્ધ છે. પુસ્તક સૌને વાંચવા જેવું છે.

---

મહેતા, બહેરામજી પેસ્તનજી તથા ભીમાશંકર શર્મા

## અજમેરનો અજીતસિંહ

( ૧૯૨૬ )

ઐતિહાસિક નવલકથા. વાર્તાનો થોડોક ભાગ મી. બહેરામજીએ લખેલો અને બાકીનો બીજો ભાગ ભીમાશંકરે લખેલો હોવાથી બંનેનાં દષ્ટિ બિંદુઓ એક ન હોવાને

લીધે પાત્રાલેખનમાં ઘણી ખામીઓ અને પૂર્વાપર વિરોધ આવેલા જણાય છે. ભાષા સાદી છતાં પ્રથમની પારસી ગુજરાતી જેવી અને પાછળની ઉર્દુ સંસ્કૃતના મિશ્રણવાળી. ઇતિહાસના શોખીનોને પુસ્તક વાંચવા જેવું છે.

---

મહેતા, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર

## આદર્શ રમણી અથવા જીવનનો મહામંત્ર

(૧૯૨૫) રૂ. ૩-૦-૦

૧૮૫૭ના બળવાના સમયનાં કેટલાંક પાત્રો લઇ તે સમયની પરિસ્થિતિનું વર્ણન બહુ સારૂં કરેલું છે. જનસેવા એજ પ્રભુસેવા એ વાર્તાનો આશય છે. વાર્તા નાયક કુમુદચંદ્રના વિચારો એજ જાતના છે ત્યારે બીજાં પાત્રો એકાંત પ્રદેશમાં જઇ તત્વચિંતન કરી પ્રભુનો સાક્ષાત્કાર કરવાના વિચાર ધરાવે છે. એટલે એક હેતુ સિદ્ધ થતો નથી. વાર્તા સારી છે ને ભાષા પણ સાદી સરળ ને શુદ્ધ છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

મહેતા, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર

## બહાદુર બાળા ૨ ભાગ

(૧૯૨૦) રૂ. ૩-૦-૦

ઐતિહાસિક નવલકથા છે, છતાં સામાજિક વિષયો પણ અંદર સમાવ્યા છે. કોઇ કોઇ ઠેકાણે અતિશયોક્તિવાળાં વર્ણનો છે. ભાષા સરળ છે પણ જોડણીના નિયમો સચવાયા નથી તેથી ભાષાદોષ ઘણે ઠેકાણે નજરે પડે છે. એકંદરે પુસ્તક સારૂં છે ને સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

મહેતા, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર

## રત્નગઢની રંભા

રૂ. ૩-૦-૦

કલ્પનામિશ્રિત ઐતિહાસિક નવલકથા છે. પુસ્તક સામાન્ય વાચકોને માટે સારૂં છે. ભાષા સાદી ને સરળ છે, ને રસિક શૈલીથી લખાયેલું છે. રજપુતોના કર્તવ્યનો બોધ ઠીક આપ્યો છે. નિર્દોષ લખાણ હોવાથી સ્ત્રીઓ અને બાળકોના હાથમાં આપવાને વાંધો નથી.

---

**મુનસી, બદરૂદ્દીન**

## શુક્રોપાશા અને એડ્રીઆનોપલ ૧ ભાગ

(૧૯૧૫)　　રૂ. ૦–૧૪–૦

ઇસ્લામી ઐતિહાસિક અને સાંસારિક નવલકથા. એમાં જુવાન તુર્ક પ્રજાની દેશ અને ધર્મસેવાનું વર્ણન વાર્તાના રૂપમાં કરવામાં આવ્યું છે. અને અનવરબે તથા શુક્રોપાશાની ચમત્કારિક કારકીર્દીનું વર્ણન છે. ભાષામાં ઉર્દુના છાયા વિશેષ હોવાથી મુસલમાન વાચકોને વધારે પસંદ પડે. પુસ્તક રસિક છે અને સૌને વાંચવું ગમે એવું છે.

---

**મુનસી, હર્ષદરાય સુંદરલાલ**

## પરમાર પૃથુસિંહ ૨ ભાગ

(૧૯૦૯)　　રૂ. ૧–૧૨–૦

ભાષા અશુદ્ધ અને શૈલી કિલષ્ટ છે. કર્તવ્યનો બોધ આપે એવો વિષય છે પણ રસિકતા નથી. ઐતિહાસિક દૃષ્ટિએ નીતિનો બોધ આપવા પ્રયત્ન કર્યો છે.

---

**મેઘાણી, ઝવેરચંદ કાળીદાસ**

## સોરઠી બહારવટીયા ૩ ભાગ

(૧૯૨૮)　　રૂ. ૨–૧૨–૦

ઐતિહાસિક વીરરસ ભરેલી વાતોનો સંગ્રહ. આ સંગ્રહમાં કાઠિયાવાડના પાંચ પ્રખ્યાત બહારવટીયાઓની વાતો શૌર્ય ભરેલી વાણીમાં આપવામાં આવેલી છે. લૂંટફાટનો ધંધો લઇ બેઠેલા છતાં બહારવટીયાઓમાં કેટલી ખાનદાની, નીતિ, ઉદારતા ને ધૈર્ય હોય છે તે અસરકારક રીતે બતાવ્યું છે. રા. અડાળજાની વીરની વાતોના ૪ ભાગ, સૌરાષ્ટ્રની રસધારના ૫ ભાગ અને આ સોરઠી બહારવટીયા ૩ ભાગ, એ દરેકમાં લગભગ એકજ વાતો જુદેજુદે રૂપે આપેલી છે. માત્ર વસ્તુગુંથણી અને ભાષામાં સહેજસાજ ફેરફાર છે. વાતો રસિક છે અને સૌને વાંચવી ગમે તેવી છે.

---

**મેશ્રી, છગનલાલ નારાયણભાઇ**

## વિધિનું વિધાન

(૧૯૧૯)　　રૂ. ૧–૮–૦

ઐતિહાસિક નવલકથામાં આર્યોની પ્રાચીન સંસ્કૃતિનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. આર્યો સર્વ વિદ્યામાં કુશળ હતા. તેમનું જ્યોતિષ જ્ઞાન ઉંચા પ્રકારનું હતું અને તેમનાં ધર્મશાસ્ત્રો સંપૂર્ણ હતાં તથા તેનો વિધિસર અભ્યાસ થતો તે બતાવવામાં આવ્યું છે. પુસ્તક સારૂં છે ને ભાષા શુદ્ધ સંસ્કારી છે. દરેક માણસને વાંચવા લાયક છે.

---

રાજા, મથુરાદાસ ગોકળદાસ

## અલમન્સુર

( ૧૯૦૩ ) રૂ. ૧–૪–૦

ઐતિહાસિક નવલકથા. અદ્‌ભુત તથા ભેદ ભરેલા બનાવોથી ભરપુર સાહસની કહાણી છે અને સારી રસમય રીતે લખાયેલી હોવાથી વાંચનારને કંટાળો આવે તેવી નથી. ભાષા શુદ્ધ અને સંસ્કારી છે ને સામાન્ય લોકો સમજી શકે એવી સરળ છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

રાજા, મથુરાદાસ ગોકળદાસ

## વીણા અથવા ચિતોડની ચાતકિની

( ૧૯૦૧ ) રૂ. ૧–૪–૦

ઐતિહાસિક નવલકથા. મૂળ બંગાળીનું ભાષાન્તર છે. રૂપનગરની રાજકુંવરીને લીધે ઔરંગજેબ બાદશાહ અને ઉદેપુરના રાણા વચ્ચે ઉપસ્થિત થયેલા વિરોધનું એમાં વીરરસથી ભરેલું વર્ણન છે. એમાં ઔરંગજેબની ખરાબ ખટપટ દેખાડી છે અને જયસિંહને બહુ અધમ ચિતર્યો છે. તેમજ કેટલોક શૃંગાર વૃત્તિઓને ઉત્તેજીત કરે તેવો છે તોપણ વાર્તાનો પ્રચાર અટકાવવા જેવું નથી. ભાષા સાદી ને શુદ્ધ છે ને વાર્તાની રચના રસિક હોવાથી સૌને ગમે તેવી છે. સાધારણ રીતે કંઇક જ્ઞાનવાળા અને પુખ્ત ઉમ્મરના માણસને વાંચવા જેવું પુસ્તક છે.

---

રાવળ, દલપતરામ ભાઇશંકર

## ચક્રવર્તી અશોક

( ૧૯૧૭ ) રૂ. ૨–૮–૦

રા. બાલચંદ નાનચંદ શાહના મરાઠીમાં લખેલા सम्राट् अशोक નામના પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. વસ્તુ ઐતિહાસિક છતાં બૌદ્ધ ધર્મનો બોધ આપનારા ઘણા પ્રસંગો દાખલ કરેલા છે, બૌદ્ધ ધર્મનો ઉત્કટ આગ્રહ ધરાવનાર અને તેનો જગતમાં ખંતથી પ્રસાર કરનાર મહારાજા અશોકનું નામ દુનિયામાં મશહૂર છે. તેના રાજ્યકાળના બનાવોને વાર્તા રૂપે ગોઠવીને પુસ્તકને રસિક બનાવ્યું છે. કેટલેક ઠેકાણે આગળ પડતો શૃંગાર ન આવવા દીધો હોત તો વધારે શોભારૂપ થાત. ભાષા સાદી અને શુદ્ધ છે અને શૈલી રૂચિકર હોવાથી દરેક માણસને વાંચવા જેવું છે.

---

'વસંત'

## પ્રેમની આહૂતિ યાને અજયલક્ષ્મી

( ૧૯૦૯ )

'અમૃત પુલિન' નામના બંગાળી પુસ્તકનો અનુવાદ. કલ્પના મિશ્રિત ઐતિહાસિક નવલકથા છે. એમાં મેવાડના પ્રતાપી મહારાણા પ્રતાપના પુત્ર અજયકુમારે પવિત્ર પ્રેમકુંડમાં પોતાનું બલિદાન કેવી રીતે આપ્યું તથા પોતાની કિશોર અવસ્થામાં જ કેવું વીરત્વ દેખાડયું છે તેનું સુંદર વર્ણન છે. વાર્તાનો આશય ઉચ્ચ છે. ભાષા પણ શુદ્ધ સંસ્કારી છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

વિદ્વાંસ. બાળકૃષ્ણ કાશીનાથ કવિ

## બાળયોગિની

ઐતિહાસિક અને સામાજિક નવલકથા. મુસલમાન બાદશાહોના વખતમાં થતા અત્યાચારો તથા પ્રસંગ આવે ત્યારે પોતાનું શિયળ સાચવવા સ્ત્રી કેવી શક્તિ બતાવી શકે છે તે વાર્તાદ્વારા ઠીક બતાવવામાં આવ્યું છે. ભાષા સાદી અને શુદ્ધ છે અને સામાન્ય લોકોને વાંચવા જેવું છે.

---

વીમાવાળા. નટવરલાલ એમ.

## સોનેરી શીર અથવા પાટલીપુત્રનો પ્રલયકાળ

( ૧૯૨૦ )     રૂ. ૨-૦-૦

મૂળ બંગાળી લેખક બાબુ રખાલદાસ બંદોપાધ્યાયના 'શશાંક' નામના ગ્રંથનું વિઠ્ઠલ સીતારામ ગુર્જરે મરાઠીમાં ભાષાન્તર કરેલું તે મરાઠી ભાષાન્તરનો આ ગુજરાતી અનુવાદ છે, એટલે 'શશાંક'નો ત્રીજો અવતાર છે. ગુપ્ત વંશના સમ્રાટ શશાંક નરેન્દ્ર ગુપ્તનું ચરિત્ર બીજા ઇતિહાસકારોએ બહુ કાળું ચિતર્યું છે. તેથી મૂળ બંગાળી લેખકે જુનાં તામ્રપત્રો તથા શિલાલેખો વગેરેની શોધ કરી તેનો આ ખરો ઇતિહાસ બહાર પાડી તેના ઉપરનું કલંક દૂર કર્યું છે. એ ઐતિહાસિક વિષયને વાર્તામાં ગુંથી સમાજ આગળ રજુ કર્યો છે. ગુજરાતી અનુવાદ પણ સારો થયો છે. ગુપ્ત રાજ્યનો અંત આવવાનાં કારણો અને બૌદ્ધ ભિક્ષુઓના કાવાદાવા આના ઉપરથી જણાય છે. ભાષા શુદ્ધ સરળ પણ કંઇક સંસ્કૃતમય છે અને પ્રસંગ-ચિત્રો અટપટાં છે તેથી ફક્ત પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરૂષો વાંચી શકે એમ છે.

---

વૈષ્ણવ, જદુરામ વૈજનાથ

## લીલા યાને ગ્રાન્ડાનો ઘેરો

( ૧૮૯૩ ) રૂ. ૧–૪–૦

લોર્ડ લીટનના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર છે. વાર્તા ઐતિહાસિક જેવી છે પણ અંદર ઇતિહાસનું તત્ત્વ વધારે નથી. વાર્તા રસિક છે અને વાંચવી ગમે એવી છે. ભાષા પણ સાદી અને શુદ્ધ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

વ્યાસ, ભાનુપ્રસાદ મણિરાય

## તેજસ્વી તારો ખર્યો ઉર્ફે શિવાજીનું નૌકાબળ

( ૧૯૧૬ ) રૂ. ૦–૧૦–૦

શિવાજીના સમયની ઐતિહાસિક નવલકથા. મૂળ લેખક શ્રીયુત નાથ માધવ મરાઠી ગ્રંથનો અનુવાદ છે. સંસારમાં બનેલી એક સત્ય ઘટના વાર્તા રૂપે લખાયેલી છે. વાર્તા બહુ ચમત્કાર ભરેલી નથી, પણ વસ્તુ સામાન્ય હોવાથી અને ભાષા સાદી સરળ હોવાથી સામાન્ય લોકોને વાંચવાને ઉપયોગી છે.

---

વ્યાસ, મણિલાલ જેઠાલાલ

## આસામ પર હલ્લો

( ૧૯૧૮ ) રૂ. ૦–૧૪–૦

નીલામ્બર નામની બંગાળી વાર્તાનો અનુવાદ છે. વસ્તુસંકલના સ્વાભાવિક જેવી છે. પ્રસંગ અને વર્ણનોમાં પણ કૃત્રિમતા જણાતી નથી. કલાવિધાન ઘણે અંશે સારૂં જ છે અને એક ટૂંકી ઐતિહાસિક ઘટનાને રસિક રીતે ગુંથવામાં આવી છે. ભાષા સાદી અને સરળ છે તેથી સામાન્ય લોકો પણ વાંચી શકે એમ છે.

---

વ્યાસ, મણિલાલ જેઠાલાલ

## કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન

( ૧૯૧૮ ) રૂ. ૨–૮–૦

રાજા 'ધર્મપાલ' નામની બંગાળી વાર્તાનું ભાષાન્તર છે. બૌદ્ધ સાધુઓની ખટપટ અને લડાઇની ધમાલથી ભરેલી છે. એક બાઇ લોક હિતાર્થે અને પતિના હિતને

માટે પોતાનું બલિદાન આપે છે તે દૃષ્ટાન્ત બહુ સારૂં છે. ભાષા સાદી સરળ હોવાથી સૌને ગમે એવી છે.

---

**વ્યાસ, હુરખજી મૂળજી**

## શાહજાદો ખુશરૂ

રૂ. ૨-૮-૦

મોગલ સમયની ઐતિહાસિક વાર્તા. રાજ્યખટપટનો અઘરો વિષય વાર્તામાં ગુંથ્યો છે અને રાજ્ય-લોભનાં દુષ્ટ પરિણામો સારી રીતે દર્શાવ્યાં છે. અંદર શુદ્ધ પ્રેમ અને પતિવ્રતનો ચિતાર પણ સારો આપ્યો છે. ભાષા સાદી પણ અરબી ભાષાના પ્રયોગ વાળી. સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

**શાહ, ચુનીલાલ વર્ધમાન**

## કાશ્મીર અને કેસરી

(૧૯૧૬)　　રૂ. ૧-૦-૦

ઐતિહાસિક નવલકથા. પંજાબ કેસરી રણજીતસિંહે કાશ્મીર હસ્ત કરવા કેવી ખંત અને બહાદુરીથી પ્રયત્ન કર્યો હતો તેનું વર્ણન છે તથા શીખ ધર્મનાં રહસ્ય સમજાવવાનો પણ કંઇક પ્રયત્ન કરેલો છે. એ સમયની દેશસ્થિતિનું પણ એનાથી ભાન થાય છે. પ્રજાપીડક રાજાની શી દશા થાય છે અને નીતિમાનનો વિજય થાય છે તે દર્શાવ્યું છે. વીરતા, શૌર્ય, સ્વામિભક્તિ, દેશપ્રેમ વગેરેનાં દૃષ્ટાંતો એમાં સારાં છે. ભાષા સાદી અને શુદ્ધ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

**શાહ, ચુનીલાલ વર્ધમાન**

## પ્રમોદા યાને દિલેર દિલારામ

(૧૯૧૮)　　રૂ. ૧-૪-૦

ઐતિહાસિક નવલકથા. ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાની પડતીનો પ્રસંગ લઇ વાર્તા ગુંથી છે. પાત્રો પણ બધાં ઐતિહાસિક લીધાં છે. અલ્લાઉદ્દીન બાદશાહની ગુજરાત ઉપરની ચઢાઇ, તેણે વર્તાવેલો ત્રાસ અને દેશની પાયમાલીના વર્ણન સાથે કરણની રાણી કમળાદેવીને તે પકડી જાય છે, કમળાદેવી બાદશાહ સાથે લગ્ન કરે છે તથા પોતાની છોકરી દેવળદેવીને પણ પકડી મંગાવી શાહજાદા સાથે પરણાવે છે, એવી ઇતિહાસમાં ચાલતી વાત ખોટી છે એમ બતાવવા પ્રયત્ન કર્યો છે. કરણે બતાવેલું શૌર્ય તથા તેનો દેશપ્રેમ સારો ચિતર્યો છે. ભાષા સરળ અને શુદ્ધ છે. પુસ્તક ઘણું રસિક હોઇ સૌને વાંચવું ગમે એવું છે.

---

શેઠ, કેશવ હર્ષદ

## કોન્સ્ટાન્ટીનોપલની કથા

( ૧૯૨૧ ) રૂ. ૧–૪–૦

ઐતિહાસિક નવલકથા. મૂળ લેખક ડૉ. જોન નીલના અંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર છે. એમાં મુસલમાનોના વિજયનો ઇતિહાસ વાર્તારૂપે આપવામાં આવેલો છે. ભાષા શુદ્ધ સંસ્કારી છે અને સામાન્ય લોકો પણ વાંચીને સમજી શકે એવી છે. પુખ્ત ઉમ્મરનાં માણસોને વાંચવા લાયક છે.

---

શેઠ, ચીમનલાલ એમ.

## બ્રહ્મદેશની રાણી

( ૧૯૦૯ ) રૂ. ૧–૦–૦

ઐતિહાસિક નવલકથા. અંગ્રેજીમાં મૂળ લેખક એચ. ફિલ્ડિંગના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. ભાષા સારી સંસ્કારી હોઇ અનુવાદ સફળ થયો છે. બ્રહ્મદેશના રાજા થીબો અને તેની રાણીના જીવન વૃત્તાંતનો ઘણો ભાગ આપવામાં આવ્યો છે અને બ્રહ્મદેશના ઇતિહાસની પણ રૂપરેખા છે. અભણ રાજાના સમયમાં રાજ્યની કેવી અવ્યવસ્થા અને પ્રજાની દુર્દશા થાય છે તેનો ચિતાર સારો આપવામાં આવ્યો છે. ઇતિહાસના શોખીનોને વાંચવા જેવું છે.

---

સલીમ

## શીશમહેલ

( ૧૯૧૯ ) રૂ. ૧–૮–૦

મોગલ જમાનાની એક ઐતિહાસિક વાર્તા. મૂળ બંગાળીમાં હરિસાધન મુકરજીના લખેલા ગ્રંથનો અનુવાદ છે. શત્રુતા અને મિત્રતા સરખે સરખાનીજ હોય એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. પતિ પત્નિનાં કર્તવ્ય અને શુદ્ધ પ્રેમ તથા સ્રીની ફરજ બતાવવા પ્રયત્ય કર્યો છે. વાર્તા બહુ રસિક હોવાથી વાંચવા લીધા પછી છોડવી ગમતી નથી. ભાષા સાદી પણ ઉર્દુ શબ્દોના મિશ્રણવાળી છે. પુસ્તક પુખ્ત ઉમ્મરનાં સ્રી પુરુષોને વાંચવા લાયક છે.

---

# ( રાજકીય—સંખ્યા ૧૧ )

'અરવિંદ'

## ચારુશીલા

( ૧૯૦૮ ) રૂ. ૦–૮–૦

રાજકીય અને સામાજિક નવલકથા છે. મૂળ બંગાળીમાંથી ગુજરાતીમાં ભાષાન્તર કરેલું છે. નિર્દોષ રીતે કર્તવ્યનો બોધ આપે એવી વાર્તા છે. ટુંકી અને રાજકીય

પ્રવૃત્તિની ચર્ચા કરતી આવી વાર્તાઓની હાલ આપણા સાહિત્યમાં જરૂર છે અને તેથી હાલના જમાનામાં સૌને વાંચવા લાયક છે. ભાષા સાદી અને સરળ છે.

---

કવિ, સુંદરજી પુંજાભાઇ

## વીરવટ અને રૂપાળી રાણી

(૧૯૧૫)     રૂ. ૨–૮–૦

કલ્પિત રાજદ્વારી નવલકથા. સાદી ભાષામાં લખાયેલી આ વાર્તા નવરાશના વખતમાં નિર્દોષ વાચન પૂરૂં પાડવાને માટે સારી છે. અંદર કન્યાવિક્રયનો ખાસ વિરોધ કર્યો છે. રાજાનો આદર્શ સારો દર્શાવ્યો છે. વીર શૃંગારાદિ નવે રસોથી વાર્તાને રસિક બનાવી છે. ભાષા સાદી ને સરળ છે ને સૌને વાંચવા લાયક છે.

---

કોઠારી, ગિરધરલાલ દયાળદાસ

## રાસેલાસની કથા

(૧૮૮૬)     રૂ. ૧–૦–૦

મૂળ અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં અનુવાદ. રાજકુમારોની જીંદગી મોજશોખમાં પસાર થતી હોવાથી કુદરત એ શી વસ્તુ છે અને જગતનું તંત્ર કેમ ચાલે છે, તેનું તેમને ભાન હોતું નથી. આ પુસ્તકમાં તે બતાવવામાં આવ્યું છે. ભાષા સાદી સરળ છે પણ પુસ્તક પચાસ વર્ષ ઉપર છપાયેલું હોવાથી વાક્યરચના જુની જણાય છે. હાલની સંસ્કારી ભાષામાં ફરી અનુવાદ કરવા જેવો છે.

---

ઠાકર, માણેકલાલ અંબારામ (પ્રકાશક)

## કૃષ્ણલાલનાં કાવત્રાં

સામાજિક, રાજકીય, નૈતિક વગેરે બાબતોની ચર્ચાથી ભરેલી નવલકથા. મૂળ બંગાળીના મરાઠી ભાષાન્તર ઉપરથી યોજાયેલી છે. એમાં હિંદુ સંસારનું હૃદયવેધક ચિત્ર છે અને રાજા રજવાડાઓની ખટપટો તથા અંગ્રેજોના તે વખતના સ્વભાવનું વર્ણન આપવામાં આવ્યું છે. છેવટે यतो धर्मस्ततो जयःનો બોધ અંદર સમાવ્યો છે. પુસ્તક સારૂં છે ને ભાષા સાદી સરળ હોવાથી સૌ સમજી શકે એવી છે.

---

હળવાડાકર, ગોપાળજી કલ્યાણજી

## બહાદુર કલો

( ૧૯૨૦ ) રૂ. ૨-૦-૦

દેશી રાજ્યોમાં ચાલતી ખટપટ અને તેમાં ફસાઇ ભોળા રાજાઓ ન કરવાનાં કામો કરી બેસે છે. પણ છેવટે પાપનો ઘડો ફૂટયા શિવાય રહેતો નથી અને સત્યજ આગળ તરી આવે છે તે આમાં આબેહુબ બતાવવામાં આવ્યું છે. ભાષા સાદી અને શુદ્ધ છે. મોટી ઉમ્મરનાં સ્ત્રી પુરૂષો જ વાંચી શકે એવી છે. વાર્તા રાજ્યખટપટથી ભરેલી છે.

---

પટેલ, કુબેરભાઇ ઝવેરભાઇ

## પુનર્જીવન

( ૧૯૨૪ ) રૂ. ૧-૦-૦

વાર્તા રાજકીય ને સામાજિક છે. મહાત્મા ગાંધીજીના વિચારોને વાર્તારૂપે ગોઠવ્યા છે. ખાસ કરીને અસહકાર અને ખાદીનું રહસ્ય સમજાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. સામાન્ય જનસમાજમાં આ વિચારોનો પ્રચાર થવાની જરૂર છે. ભાષા શુદ્ધ અને સાદી છે અને પુસ્તક સૌને વાંચવા જેવું છે.

---

મહેતા, કલ્યાણજી વિઠ્ઠલભાઇ

## જર્મન જાસુસની આત્મકથા

રાજકીય તેમ ડિટેકિટવ નવલકથા. મૂળ હિંદીમાંથી અનુવાદ કરેલી છે. એમાં જર્મનીની જાસુસી પદ્ધતિની સમજ રસશૈલીમાં આપી છે. રાજકીય છૂપી બાતમીઓ મેળવવા જાસુસો કેવા પ્રયત્નો કરે છે અને દુશ્મનની છૂપી મસલતો કેવી રીતે જાણી જાય છે તેનો ખ્યાલ વાર્તા બહુ સારો આપે છે. રાજ્ય-ખટપટી લોકોને પુસ્તક બહુ ઉપયોગી છે. ભાષા સાદી સરળ હોવાથી સામાન્ય વાચકોને પણ બહુ રસ પડે એમ છે.

---

મહેતા, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર

## જાલીમ જુલમી અથવા ધ્રુજતી ધરા

( ૧૯૨૮ ) રૂ. ૩-૦-૦

જુલ્મ કરનાર રાજા જાલીમસિંહ કેવા કેવા પ્રપંચ કરે છે અને દુષ્ટ ગુરૂ ભૈરવાચાર્યની મદદથી મંતરમંતરના તાંત્રિક પ્રયોગો કરીને બીજાઓને કનડવા પ્રયત્ન કરે છે; પરંતુ અંતે ધર્મનો જય થાય છે તે વાત વાર્તામાં ગુંથી છે. અદ્ભુત રસનાં વર્ણન

હોવાથી તેમજ ગુંથણી રસમય કરેલી હોવાથી વાંચનારને રસ પડે છે. પણ કંઇક વ્હેમને પોષણ મળે ખરૂં. ભાષા સાદી છે અને સામાન્ય લોકો સમજી શકે એમ છે.

---

માદન, રતનજી બહેરામજી

## સુલતાના ઉર્ફે બેગમની બસારત

( ૧૯૦૫ )      રૂ. ૨-૦-૦

અંગ્રેજી ઉપરથી અનુવાદ કરાયેલી નવલકથા. પારસી રાજ્યની સમયની ઇરાની સમાજને લગતી વાર્તા છે ને પાત્રો રાજ્યદ્વારી લીધાં છે. વાર્તા રસિક છે તથા વસ્તુની ગુંથણી પણ સારી જણાય છે. કરણી તેવી પાર ઉતરણી અને એકજ ભૂલનાં માઠાં પરિણામ એ વાર્તાનો વિષય છે. રાજ્યના પ્રજા સામેના ને પ્રજાના રાજ્ય સામેના પ્રપંચો વાર્તામાં ગોઠવવામાં આવ્યા છે. ભાષા કંઇક પારસી ગુજરાતી જેવી છતાં સરળ અને સામાન્ય લોકો પણ સમજી શકે એવી છે. વાર્તાગ્રંથ તરિકે પુસ્તક ઉત્તમ છે.

---

મીસ્ત્રી, રૂસ્તમજી હોરમસજી,

## સોનારણ યાને આપખુદીનો દોર

રૂ. ૧-૮-૦

યૂરોપની રાજખટપટનો ચિતાર આપતી નવલકથા. અંગ્રેજીમાંથી લીધેલી છે. હિંદુસ્તાનની રાજ્યખટપટ કરતાં યૂરોપની રાજ્યખટપટ ઉતરે એવી નથી એ બતાવવાનો ઉદ્દેશ છે. વાર્તામાં કેટલુંક બીભત્સ વર્ણન આવે છે એટલે જનસમાજને બહુ ઉપકારક નથી. સામાન્ય લોકોને માટે પુસ્તક ઠીક છે. ભાષા સાદી પણ કંઇક પારસીસાઇ છે.

---

'શયદા'

## રાજબા

( ૧૯૨૬ )      રૂ. ૩-૮-૦

સામાજિક અને રાજકીય નવલકથા. સાહિત્યની દૃષ્ટિએ પુસ્તક ઉંચા પ્રકારનું છે. વસ્તુસંકલના સુઘટિત હોઇ પાત્રાલેખન ઉંચા પ્રકારનું છે. વાર્તા રસિક હોવાથી વાંચવી ગમે એવી છે. એમાં સ્ત્રીધર્મો સારી રીતે વાર્તા દ્વારા સમજાવ્યા છે અને પતિ તરફથી નિરાશા પ્રાપ્ત થયેલી સ્ત્રીઓએ ખાસ વાંચવા જેવું પુસ્તક છે. ભાષા પણ શુદ્ધ સાદી ને સરળ છે.

---

# ૩. ડિટેક્ટિવ (સંખ્યા ૨૬)



ઠક્કર, વ્રજલાલ ભાઈદવજી

**વનવાસની**

(૧૯૨૦) રૂ. ૨-૦-૦

મૂળ બંગાળીમાંથી લખાયેલી ડિટેક્ટિવ નવલકથા છે. છળપ્રપંચ શિવાય એમાં બીજું કશું નથી. ભાષા સાદી છે અને કુતુહલની ખાતર વાંચવી ગમે એવી છે. આવાં પુસ્તકો વાંચવાથી લોકો ઠગાઇ કરતાં શિખે અને ઠગોથી સાવધ રહેતાં પણ શિખે.

---

ત્રિવેદી, અનુભાઇ લા. અને ધોળકીયા, માણેકલાલ લ.

**વિધવા સીરૂજ ૧ ભાગ**

(૧૮૯૩) રૂા. ૨-૮-૦

અસલ ફ્રેન્ચ ભાષામાં લખાયેલી ડિટેક્ટિવ વાર્તાના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી ગુજરાતી અનુવાદ. એમાં વિવિધ પ્રકારના કાવાદાવા અને પ્રપંચો વર્ણવેલા હોવાથી સામાન્ય લોકો કરતાં પોલીસ તથા ન્યાય ખાતાના માણસો માટે સારૂં છે. અંદર પ્રેમ તથા મમતાની લાગણી પણ દર્શાવેલી છે તેથી પુખ્ત ઉમ્મરનાં માણસો વાંચે તો ખોટું નથી. એકલું ભાષાન્તર ન હોતાં ભાવગ્રાહી અનુવાદ છે તેથી ક્લિષ્ટતા આવી નથી.

---

ત્રિવેદી, વાલજી ગોવિંદજી

**ડિટેક્ટિવ દેવેન્દ્ર**

(૧૯૧૪) રૂ. ૧ ૪-૦

ડિટેક્ટિવ નવલકથા. અંગ્રેજીનું અનુકરણ છે. વાર્તામાં મુસ્લીમ સંસારનું ચિત્ર સારૂં આપ્યું છે અને ભેદી ખુનનો પત્તો મેળવવા દવેન્દ્રે ચલાવેલી યુક્તિ-પ્રયુક્તિઓ વાંચનારને નવાઇ પમાડે છે. વાર્તા બોધક છે અને સામાન્ય લોકોને માટે સારૂં વાચન પૂરૂં પાડે છે. ભાષા પણ સાદી સરળ ને શુદ્ધ છે.

---

ત્રિવેદી, વિજયશંકર હિંમતભાઇ

**સ્નેહલતા**

(૧૯૧૫) રૂ. ૦-૧૨-૦

ડિટેક્ટિવ નવલકથા. બંગાળમાંથી ઉતારેલી લાગે છે. એમાં નાની વયમાં પડેલા સારા કે માઠા સંસ્કાર તેવા ને તેવા વાતાવરણમાં રહેવાથી કેવા પુષ્ટ થાય છે અને તેનાં

કેવાં પરિણામ આવે છે તેનો ચિતાર આપવામાં આવ્યો છે. અને એક સ્ત્રીની ચાલાકીથી આહોશ ડિટેક્ટિવ કેવો પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નિવડે છે તે સરસ રીતે બતાવ્યું છે. ભાષા સાદી સરળ છે. સૌને વાંચવા લાયક છે.

---

**દેસાઇ, પ્રભુલાલ મૂળચંદ**

## છૂપી પોલીસ ૧ ભાગ

( ૧૮૯૪ )     રૂ. ૧–૧૨–૦

ડિટેક્ટિવ નવલકથા. અંગ્રેજીનો અનુવાદ છે. દુષ્ટ લોકો કેવાં કેવાં કાવતરાં કરે છે ને લોકોને ફસાવે છે તથા છૂપી પોલીસના માણસો કેવી કૂનેહથી એવા કાવત્રાંબાજોના પ્રપંચો ઉઘાડા પાડી ખરા ગુનેહગારને શોધી કાઢે છે તે વાર્તામાં બતાવ્યું છે. આવી વાર્તાના વાચનથી માણસ ઠગ લોકોથી ઠગાતાં બચે, બાકી સાહિત્યની દૃષ્ટિએ એમાં કંઇ હોતું નથી. ભાષા સાદી અને સૌ સમજી શકે એવી છે.

---

**પટેલ, ડી. એન.**

## ગંધાતો ગુલાબ

( ૧૯૧૮ )     રૂ. ૩–૦–૦

ડિટેક્ટિવ નવલકથા. અંગ્રેજીના ભાષાન્તર જેવી છે. ભાષા તદ્દન પારસી ગુજરાતી અને અશુદ્ધ હેવાથી પારસીઓ જ વાંચી શકે એમ છે. પણ વસ્તુ અને રચના સારી છે એટલે બીજા વાચકોને પણ વાંચવી ગમે એવી છે. પૈસાને લીધે કેવા માઠા બનાવ બને છે અને છૂપી પોલીસ અનુમાનો ઉપર આધાર રાખી ગુનેગારો શોધવામાં કેવી ભૂલો કરે છે તે બતાવ્યું છે તથા પરણુના રિવાજથી કેવાં કજોડાં નિપજે છે તે સારી રીતે દર્શાવી આપ્યું છે.

---

**બૂકસેલર, ચુનીલાલ મગનલાલ ( પ્રકાશક )**

## મોહિની ઉર્ફે મરીયમ અથવા ડાકુની દીકરી

રૂ. ૧–૦–૦

કાલ્પનિક ડિટેક્ટિવ નવલકથા. અદ્દભુત કથાભાગ અને બુદ્ધિને કસે એવી યુક્તિ–પ્રયુક્તિના પ્રસંગો હોવાથી વાર્તા વાંચવી શરૂ કર્યા પછી પૂરી કર્યા પછીજ મૂકી શકાય એવી છે. સત્યનો જ જય થાય છે એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. ભાષા સાદી સરળ છે. સામાન્ય લોકોને વાંચવાને માટે પુસ્તક સારૂં છે. પૃષ્ઠ ૯૨ની ચોપડીની કિંમત રૂ. ૧–૦–૦ વધારે પડતી છે. કાગળ પણ સારા નથી વાપર્યા.

---

ભટ્ટ, ગણપતરામ ઉત્તમરામ

## મોહનગુપ્ત

ડિટેક્ટિવ નવલકથા છે. એવી કથાઓ છળપ્રપંચ, ઠગબાજી અને સાહસથી ભરેલી હોય છે અને તેથી તે વાંચી લોકો સાવધ રહેતાં શીખે છે. આ પુસ્તકમાંથી સ્વામિભક્તિનું ઉદાહરણ સારૂં મળી શકે છે. ભાષા સાદી ને સરળ છે. સૌને વાંચવા લાયક છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## કામરૂ દેશની કામલતા ૨ ભાગ

(૧૯૦૯) રૂ. ૨-૪-૦

ડિટેક્ટિવ નવલકથા. છૂપી પોલીસના એક માણસની અક્કલ ને હોશિયારીનો ચિતાર લેખકે સારો આપ્યો છે અને પોતાની સ્ત્રીને મારી નાખવાની ધમકી આપવા છતાં તે કર્તવ્યમાંથી ચળતો નથી એમ બતાવી કર્તવ્યપરાયણતાનો બોધ આપ્યો છે. એક નીચ સ્ત્રીનાં કાવત્રાં દેખાડી એવી સ્ત્રીઓથી સમાજને સાવધ રહેવાનું સૂચન છે. વાર્તા ઠીક છે ને ખાસ કરીને તરૂણોને વાંચવા જેવી છે. ભાષા સાદી ને સરળ છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## ખેતસીનું ખૂન

(૧૯૦૯) રૂ. ૧-૦-૦

ડિટેક્ટિવ નવલકથા. આવી વાર્તાઓ દગાફટકા ને છળપ્રપંચથી ભરેલી હોય છે ને નવરાશનો વખત કાઢવાને માટે ઠીક છે. એથી લોકો સાવધ રહેતાં શીખે ખરા. ભાષા સરળ હોવાથી સામાન્ય લોકો વાંચી શકે એમ છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## છૂપી પોલીસ ગ્રંથમાળા

(૧૯૨૪) રૂ. ૪-૦-૦

ડિટેક્ટિવ નવલકથા. આવાં પુસ્તકોમાં છળપ્રપંચ, કાવત્રાં અને દગાફટકા જ હોય છે; એટલે એથી સમાજ ઉપર બહુ સારી અસર થતી નથી. પણ સમજુ માણસો દુષ્ટોના પ્રપંચો જાણી તેમનાથી બચવાના ઉપાય આવી વાર્તાંમાંથી શીખી લે તો વાર્તા ઉપયોગી

ખરી. પણ સારા કરતાં ખોટી અસર વહેલી થાય એ કુદરતનો નિયમ છે. ભાષા સાદી અને સરળ છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## ડૉકટર ફૂલ સાહેબ ૫ ભાગ

(૧૯૧૧) રૂ. ૫–૦–૦

ડિટેક્ટિવ નવલકથા. નીચ માણસ પોતાના નજીવા સ્વાર્થ માટે કેવાં ભયંકર કામો કરી નિર્દોષ માણસોનાં લોહી રેડે છે અને છેવટે "કરે તેવું પામે" એ કહેવત પ્રમાણે બૂરી દશાને પામે છે તેનો ચિતાર સારો આપ્યો છે. એક છૂપી પોલીસનો માણસ પ્રાણની પણ પરવા કર્યા વગર અનેક જોખમો વેઠીને યુક્તિપ્રયુક્તિથી ગુનેગારને પકડી કાઢે છે તે વાંચવા જેવું છે. પુસ્તક એકંદરે બોધક અને રસિક છે. ભાષા પણ શુદ્ધ ને સરળ છે. દરેક માણસે વાંચવાની જરૂર છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## પચાસ હજારની ચોરી–ગંગાગોવિંદનું ગુમ થવું

(૧૯૦૯) રૂ. ૧–૦–૦

ડિટેક્ટિવ નવલકથા. આવી વાતોમાં દગાફટકા, છળપ્રપંચ અને યુક્તિપ્રયુક્તિઓ સિવાય કંઇ હોતું નથી. એથી બદમાસ લોકો વધારે બદમાશી કરતાં શિખે: પણ બીજાં માણસો એવા બદમાસોથી કેમ સાવધ રહેવું તે પણ શીખી શકે છે. બદમાસ ગુનેગારોને છૂપી પોલીસના ચાલાક માણસો કેવી યુક્તિથી પકડી કાઢે છે તે આનાથી જાણવાનું મળે છે. વસ્તુ અને વાર્તા રસમય છે તેથી સૌને વાંચવી ગમે એવી છે. ભાષા પણ સાદી ને સરળ છે. સામાન્ય લોકોને માટે વાર્તા ઠીક છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## વસંતલાલની વિપત્તિ

(૧૯૦૯) રૂ. ૧–૦–૦

કર્તાએ વાંચેલા હિંદી, મરાઠી વગેરે અન્ય ભાષાનાં પુસ્તકોની રચના તથા વ્યવહારમાં બનતા બનાવોનું મિશ્રણ કરી ઉપજાવી કાઢેલી ડિટેક્ટિવ નવલકથા. દુનિયાની ખટપટોનો ચિતાર આપી સમાજમાં સાવધ રહેવાનો તથા નીતિને માર્ગે ચાલવાનો બોધ આપવાનો વાર્તાનો ઉદ્દેશ છે. ભાષા સાદી અને અસરકારક હોઇ સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

ભાગલ્યા, દિનશા કુંવરજી

## શયતાનનો સાથી

( ૧૮૯૭ ) રૂ. ૨–૦–૦

ડિટેક્ટિવ નવલકથા. કોઈ અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. લેખકે તે જણાવ્યું નથી. આવી વાર્તાઓ નવરાશના વખતમાં વાંચવા જેવી છે. એમાંથી કંઇ બોધ મળે એમ નથી. ભાષા પારસી ગુજરાતી ને અશુદ્ધ છે.

---

મહેતા, ધનસુખલાલ કૃષ્ણલાલ

## શેરલોકહોમ્સનાં પરાક્રમો

( ૧૯૨૦ ) રૂ. ૧–૪–૦

ડિટેક્ટિવ નવલકથા. અંગ્રેજીનું ભાષાન્તર છે. આવી વાર્તાઓમાં ખટપટના પ્રસંગો સિવાય બીજું કંઇ હોતું નથી; પણ એવી વાતોના રસવાળા વાચકોને આનંદ મળે ખરો. તેમજ અનીતિને ઉત્તેજે એવાં તત્ત્વો એમાં ન હોવાથી કોઇને પણ વાંચવા હરકત નથી. ભાષા સાદી ને સૌ સમજી શકે એવી છે.

---

મહેતા, પુષ્કરરામ વામનરામ

## આપઘાત કે ખૂન?

રૂ. ૨–૪–૦

અંગ્રેજી ઉપરથી અનુવાદ કરેલી ડિટેક્ટિવ નવલકથા. સાધારણ રીતે આવી વાતોમાં છળપ્રપંચ અને દગાફટકા તથા તે શોધી કાઢવાની યુક્તિઓ હોય છે તેવું આમાં પણ છે. પાત્રો અને સ્થળોનાં નામ પણ અંગ્રેજી છે તેથી સાધારણ વાચકવર્ગને એમાં થોડોજ રસ પડે. ભાષા સાદી પણ અંગ્રેજી શબ્દોથી ભરેલી છે.

---

માદન, હોરમઝદાર બી.

## ખુકીઆ ખંજર

( ૧૯૧૯ ) રૂ. ૦–૮–૦

ડિટેક્ટિવ નવલકથા. આવી વાર્તાઓ ખટપટથી ભરેલા બનાવો વાળીજ હોય છે. નવરાશનો વખત કાઢવાને માટે ઠીક છે, બાકી અંદર કંઇ તત્ત્વ નથી. ભાષા પણ અશુદ્ધ ને પારસી ગુજરાતી છે.

---

**લંગરાના, ડોસાભાઇ ફરામજી**

## બીલોરનો બુચ

( ૧૯૧૭ )　　રૂ. ૩-૦-૦

ડિટેક્ટિવ નવલકથા. મૂળ ફ્રેન્ચ વાર્તા ઉપરથી લેવામાં આવી છે. સાધારણ રીતે ડિટેક્ટિવ વાતોમાં તેવું આમાં પણ છળપ્રપંચ અને ભેદભરમોથી ભરેલું વર્ણન છે. ભાષા પારસી ગુજરાતી કંઇક અશુદ્ધ છે. છતાં સામાન્ય લોકોને વાંચવું ગમે એવું પુસ્તક છે.

---

**વીમાવાળા ઇશ્વરલાલ એમ.**

## ભામિની કે ભૈરવી

( ૧૯૨૩ )　　રૂ. ૨-૮-૦

ડિટેક્ટિવ નવલકથા. વાર્તા એક સીનેમા ફિલ્મ ઉપરથી સૂચિત થઇને લખાયેલી ગ્રંથકાર કહે છે, અને સિનેમાની ફિલ્મની માફક વાર્તાનો રસપ્રવાહ પણ ચાલ્યો જાય છે, પરંતુ એ સિનેમાની ફિલ્મ પણ એક અંગ્રેજી નોવેલ red cross અથવા red circle ઉપરથી ગોઠવાયલી છે, એટલે સ્વતંત્ર કૃતિ નથી. વાર્તામાં અપરાધી જે ગુન્હાઓ કરે છે તે જનસમાજના હિતને માટે જ કરે છે એમ બતાવવામાં આવ્યું છે એટલે એમાં ડિટેક્ટિવ વાર્તાના દોષો આવ્યા નથી, ઉલટી જનકલ્યાણની ભાવના સ્ફુરે છે. ભાષા શુદ્ધ સંસ્કારી છે અને શૈલી રસિક તથા મનોરંજક છે.

---

**વીમાવાળા, ઇશ્વરલાલ એમ.**

## માનવશયતાન

( ૧૯૨૪ )　　રૂ. ૧-૮-૦

ડિટેક્ટિવ નવલકથા. આવી વાર્તામાં છળપ્રપંચ સિવાય બીજું હોયજ નહિ. પ્રપંચી લોકો પોતાનું કામ સાધી લેવા કેવા સંજોગો ઉભા કરે છે તે આવી વાર્તાથી જાણી શકાય છે. ભાષા સરળ છે ને સામાન્ય લોકો સમજી શકે એવી છે.

---

**વ્યાસ, ચંદુલાલ જેઠાલાલ**

## આગ્રાનો ખજાનો

( ૧૯૨૨ )　　રૂ. ૧-૮-૦

ડિટેક્ટિવ નવલકથા. મૂળ અંગ્રેજીનો અનુવાદ છે. આવી વાર્તાઓ પ્રપંચોથી ભરેલી હોય છે અને તેમાં અદ્દભુત રસ હોય છે એટલે તે લોકોને વાંચવી ગમે છે. ભાષા સાદી સરળ છે તેથી સાધારણ માણસો પણ વાંચીને સમજી શકે એમ છે. પણ પુખ્ત માણસો વાંચે તો જ સારી. બાળકો ને તરૂણોને આપવા જેવી નથી.

---

**વ્યાસ, ચંદુલાલ જેઠાલાલ**

## સોનેરી ટોળી ૨ ભાગ

( ૧૯૨૪ ) રૂ ૪-૮-૦

ડિટેક્ટિવ નવલકથા સમાજમાં ચાલતા અનેક અધમ વ્યવહારો ઉઘાડા પાડી જનસમાજને ચેતવવા આવાં પુસ્તકની જરૂર છે. વાર્તાનું સ્થળ ફ્રાન્સનું પાટનગર પારીસ લઇ ત્યાંના ગૃહજીવનમાં ચાલતા સડા અને અનીતિના અખાડાનું વાર્તાદ્વારા દિગ્દર્શન કરાવ્યું છે. ભાષા સાદી સરળ ને સૌને સમજી શકાય એવી છે. પુસ્તક એકંદરે પુખ્ત ઉંમરના માણસોએ વાંચવા લાયક છે. તરુણ સ્ત્રી પુરુષોના હાથમાં ન જાય તો સારૂં.

---

**વ્યાસ, મણિલાલ જેઠાલાલ**

## ખુન કે જાદુ

( ૧૯૨૩ ) રૂ. ૧-૧૨-૦

ડિટેક્ટિવ નવલકથા. 'પરિમલ' નામની બંગાળી નવલકથાનો અનુવાદ છે. આવી નવલકથાઓ નવરાશના વખતમાં આનંદમાં વખત વિતાવવા ખાતર ઠીક છે. સાહિત્યની દૃષ્ટિએ એ બહુ ઉપયોગી નથી, માણસની તર્કશક્તિ સાધારણ ખીલે અને છળપ્રપંચ સમજે એટલો લાભ થાય ખરો. ભાષા સાદી ને સરળ છે એટલે સામાન્ય લોકો વાંચી શકે એમ છે.

---

**વ્યાસ, રમણિકલાલ માણેકલાલ**

## પિશાચોની પ્રપંચલીલા અથવા શરીફ બદમાસ

રૂ. ૧-૦-૦

ડિટેક્ટિવ નવલકથા. બંગાળી ઉપરથી લીધેલી લાગે છે. આવી વાતોમાં ભેદ-ભરમો અને દગાફટકા સિવાય બીજું કશું હોતું નથી. વાર્તાની પ્રપંચ-જાળમાં વાચક ગુંચવાઇ જાય છે અને નૈતિક બોધ તે ગુંચવણમાંજ દબાઇ જાય છે. છતાં સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે. ભાષા સાદી ને સરળ છે.

---

**શુકલ, શંકરલાલ નાથજીભાઇ**

## પ્રેમ પિંજર કે કાળરાત્રીનું ખુની ખંજર

( ૧૯૨૦ ) રૂ. ૧-૦-૦

ડિટેક્ટિવ નવલકથા. કેટલાંક સામાજિક વર્ણનો છે, પણ પુસ્તકમાં કોઇ ઉચ્ચ આશયો નજરે પડતા નથી. છેવટના ભાગમાં સ્નેહલગ્નનો પ્રસંગ છે ને તે કંઇક ઠીક ચિતરાયો છે. સાહિત્યની દૃષ્ટિએ પુસ્તકની ઝાઝી કિંમત નથી. વખત પસાર કરવાને વાંચવા માટે આવાં પુસ્તકો ઠીક છે. ભાષા સામાન્ય લોકો સમજી શકે એવી છે.

---

# ૪. ધાર્મિક—નૈતિક (સંખ્યા ૩૯)

## (ધાર્મિક—સંખ્યા ૨૩)

ઉપેન્દ્ર ભગવાન્

### દિવ્યમૂર્ત્તિ

(૧૯૧૨) રૂ. ૧–૦–૦

ધાર્મિક આદર્શ રજુ કરતો ગ્રંથ. કોઇ મહાપુરૂષની દિવ્ય પ્રતિમા જોઇ તે કોની છે તેની શોધ કરવામાં તે મૂર્તિનું જ ધ્યાન એક માણસને લાગે છે અને તેનું જ સ્મરણ-ચિંતન કરવામાં તદ્રૂપ બની જાય છે. અને છેવટે મૂર્તિ રૂપજ પોતે થઇ જાય છે એ વિષયની વાત છે. અર્થાત્ કોઇ ઉચ્ચ આદર્શ ગ્રહણ કરીને માણસ તે રૂપ થવાની તીવ્ર ઇચ્છા કરે તો થઇ શકે છે અને ઇશ્વરનો આદર્શ લઇને એ રીતે ધારે તો ઇશ્વર પણ થઇ શકે એ બોધ એમાં ભરેલો છે. ભાષા જોસદાર ને શુદ્ધ સંસ્કારી છે. વિદ્યાના સંસ્કાર વાળા ને પકવ બુદ્ધિના માણસને અતિ ઉપયોગી પુસ્તક છે.

---

કુરેશી, નિઝામુદ્દીન એ.

### ફ્લોરા—ફ્લોરન્ડા ૨ ભાગ

(૧૯૨૨) રૂ. ૫–૪–૦

ઐતિહાસિક મિશ્રણવાળી ધાર્મિક નવલકથામાં મુસલમાની ધર્મની મહત્તા બતાવવાનો પ્રયત્ન કર્યો છે. ભાષા ઉર્દુ અને સરળ છે. ફક્ત મુસલમાનો જ વાંચી શકે.

---

ગોહિલ, શ્રીરસિંહ બ્હેરાભાઇ

### સતી તોરલ અને જેસલ

રૂ. ૨–૦–૦

સાહિત્યની દૃષ્ટિએ બહુ ઉંચું પુસ્તક નથી; પણ ભક્તિમાર્ગના ઉપદેશથી ભરેલું હોઇ એક સતી સ્ત્રીનો સાચો આદર્શ રજુ કરે છે. એક સાધ્વી સચ્ચરિત્રશાળી બાઇ જેસલ જેવા ભયંકર લૂંટારાને વશ કરી કેવી રીતે ભક્તિમાર્ગમાં વાળે છે તે આ વાર્તાથી સારી રીતે માલમ પડે છે. જેસલતોરલના સંવાદનાં પદો ભક્તલોકોમાં બહુ પ્રચલિત છે ને તેના ઉપરથી આ વાર્તાની ગુંથણી થઇ છે, સામાન્ય મનુષ્યોને એનાથી સારો બોધ મળે એમ છે. ભાષા સાદી અને સરળ છે.

---

જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ–પાલીતાણા

## ઉત્તમકુમાર

( ૧૯૦૮ )    ૦–૧૦–૦

પરોપકાર, સંયમ, કર્મવાદ, ક્ષમા, હિમ્મત વગેરેનો બોધ કરતી શ્રી જિનહર્ષ-સૂરિના રાસ ઉપરથી જૈન ધર્મને લગતી ગદ્યમાં લખેલી નવલકથા છે. એમાં જૈન ધર્મના સિદ્ધાન્તો સારા ચર્ચેલા હોવાથી ખાસ કરીને જૈન ધર્મીઓને ઉપયોગી છતાં બીજા ધર્મવાળાઓને પણ વાંચવા જેવું પુસ્તક છે. સોળ વર્ષથી વધુ ઉમ્મરનાં સ્ત્રીપુરૂષોને અને સાધારણ ભણેલાંઓને કામનું છે. ભાષા સાદી, સરળ અને શુદ્ધ છે.

---

જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ–પાલીતાણા

## શ્રી ચંદ્રકુમાર

( ૧૯૦૮ )

શ્રી જ્ઞાનવિમલસૂરિના રાસ ઉપરથી વાર્તા રૂપે ગદ્યમાં ઉતારેલું પુસ્તક. એમાં જૈન ધર્મના સિદ્ધાન્તો અને સંયમ, ક્ષમા, દયા, દાન વગેરે સદ્ગુણોની સારી ચર્ચા કરી છે. ભાષા સાદી, સરળ અને શુદ્ધ હોઇ જૈનેતર માણસોને પણ વાંચવા લાયક છે. વિષય નિર્દોષ રીતે વર્ણવવામાં આવ્યો છે. પરંતુ કેટલેક ઠેકાણે અશ્લિલ વર્ણન જેવું જણાય છે. તે ધાર્મિક પુસ્તકમાં દૂષણ રૂપ છે.

---

જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ–પાલીતાણા

## દાનવીર રત્નપાળ

( ૧૯૦૮ )

જૈન ધર્મના સિદ્ધાન્તો સામાન્ય લોકોને સમજાવવા રાસાઓ ઉપરથી સંસારના જુદા જુદા પ્રસંગો કલ્પી વાર્તા ઉભી કરેલી છે. અંદર અંધશ્રદ્ધાના અંશો ખરા, પણ નીતિ અને કર્ત્તવ્યનો બોધ સારો આપે છે. ભાષા શિષ્ટ અને સંસ્કારી છે અને જીજ્ઞાસુ-ઓને માટે પુસ્તક ઘણું ઉત્તમ છે. સામાન્ય વાચકો પણ એનો લાભ લઇ શકે એમ છે.

---

જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ–પાલીતાણા

## પુણ્ય પ્રભાવ અથવા સામ્રાહિત્ય કેવલી ૧ ભાગ

( ૧૯૧૨ )    રૂ. ૧–૦–૦

જૈન ધર્મને લગતી નવલકથા ખાસ જૈનોને માટે ઉપયોગી છે. ભાષા શુદ્ધ ને સરળ છે. અંદર જૈન ધર્મના સિદ્ધાન્તો વાર્તાદ્વારા સમજાવવામાં આવ્યા છે.

---

ઠક્કર, દેવજી

## ઇશ્વર કોનો છે?

( ૧૯૨૫ ) રૂ. ૦–૧૦–૦

બંગાળીમાંથી અનુવાદ કરેલી સામાજિક વાર્તા. પુસ્તકની વસ્તુ મઝાની છે. ગરીબના અંતરમાં પ્રભુ વસે છે એવો ખ્યાલ આપી સમાજના ભલા સ્વરૂપનું ચિત્ર રજુ કર્યું છે અને કથાદ્વારા નૈતિક બોધ આપવામાં આવ્યો છે. વસ્તુની ગુંથણી સારી કરેલી હોવાથી વાર્તા રસિક બની છે. ભાષા પણ શુદ્ધ ને સાદી છે ને સૌ સમજી શકે એવી છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

તારાપોરવાળા, દાદી એદલજી ( કવિ )

## મનોરમા

રૂ. ૧–૮–૦

ધાર્મિક બોધ આપતી સાંસારિક વાર્તા. ધર્મને એટલું બધું અગ્રસ્થાન આપવામાં આવ્યું છે કે જેથી અંધશ્રદ્ધા જેવું થઇ જાય છે. સ્ત્રીઓને ઉપદેશ આપવા વાર્તા લખાયેલી હોય એમ લાગે છે. ભાષા સાદી પણ પારસી ગુજરાતી જેવી અને કંઇક અશુદ્ધ ખરી. સામાન્ય લોકોને વાંચવાને માટે પુસ્તક ઠીક છે.

---

દીવેટીઆ, માધુભાઇ બાબારાવ

## શ્વેતભાનુ

( ૧૯૧૨ ) રૂ. ૧–૮–૦

ધાર્મિક તથા નૈતિક બોધ આપતી નવલકથા. સ્ત્રીજાતિ પ્રત્યે સંમાનની ભાવના ઉત્પન્ન કરે એવી પુસ્તકની રચના છે. પુરૂષજીવન સ્ત્રી વગર શુષ્ક ને નીરસ છે અને એક સુશીલ સદાચારી સ્ત્રી પોતાના નાસ્તિક પતિને આસ્તિક, નીતિમાન અને ધર્મિષ્ઠ બનાવી શકે છે એ વાર્તાનો વિષય છે. ભાષા સાદી સરળ છે ને દરેક માણસને વાંચવા લાયક છે.

આવાં પુસ્તકોમાં બિભત્સ જાહેરખબરો છપાય એ અયોગ્ય છે. શિષ્ટ ગ્રંથકારોએ ખોટી જાહેરખબરોમાંથી પૈસા કમાવાનો લોભ છોડવો જોઇએ.

---

શ્રીમન્નૃસિંહાચાર્ય

## શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ ( પૂર્વાર્ધ )

( ૧૮૯૬ ) રૂ. ૧–૪–૦

સત્યધર્મનો બોધ આપતી સુંદર નવલકથા. સંસારના અનેક પરિતાપોમાં તપેલાં ઇશ્વર તરફ વૃત્તિ વાળાં મનુષ્યોને શાંતિ આપવાનો વાર્તાનો ઉદ્દેશ છે. એમાં વિવિધ

પાત્રોદ્વારા ધાર્મિક બોધ સારો આપવામાં આવ્યો છે. અને વિશુદ્ધ ધર્મની ભાવના બતાવી શુદ્ધ આચાર વિચાર બતાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

---

**પ્રેમ પ્રવાસી**

## તેજપ્રભા

( ૧૯૦૪ )   રૂ. ૧–૧૨–૦

ધાર્મિક નવલકથા છે. વાર્તાના નાયક અને નાયિકા તેજસિંહ અને પ્રભાને જ્ઞાનમય અને ભક્તિમય અનુક્રમે ચિતર્યાં છે. સામાન્ય વાચકોને એમાં રસ પડે એવું નથી. લખાણની શૈલી ક્લિષ્ટ હોઇ શું કહેવા માગે છે તે જલદી સમજાય તેમ નથી.

---

**ફારૂકી, અમીરમીયાં હમદુમીયાં**

## અયામા

( ૧૯૧૬ )   રૂ. ૦–૧૦–૦

મૂળ ઉર્દુમાં આ. આ. સમશુલઉલ્મા મોલવી હાફિજ નજીર મહમદ સાહેબ દહેલવીએ લખેલી વાર્તાનો ગુજરાતી અનુવાદ છે. 'અયામા'નો અર્થ વિધવા થાય છે. વિધવાવિવાહ શાસ્ત્રોક્ત છે અને મોલવીઓ કેવું અધમ જીવન ગાળે છે તથા દુષ્ટ માણસો વિધવાઓને ફસાવવામાં કેવા ફાવી જાય છે તેમજ અભણ સ્ત્રીઓ કુટુંબને કેટલી ત્રાસરૂપ નિવડે છે તેનું વર્ણન સારૂં કરેલું છે. મુસલમાનોમાં પડદાનો રિવાજ હોવાથી ડોળીમાં બેસીને જતાં કાવત્રાંખોરોના હાથે સ્ત્રીઓ કેવી ફસાઇ જાય છે તે બતાવવામાં આવ્યું છે. વાર્તા એકંદરે બોધક અને રસિક છે અને મુસલમાન સંસારને લાગુ પડતી હોવાથી મુસલમાનોને ગમે એવી છે. હિંદુઓને પણ વાંચીને ધડો લેવા જેવી છે. ભાષા ઉર્દુમિશ્રિત છે.

---

**ભટ્ટ, મણિશંકર રતનજી**

## હિરામાણેકની એક મોટી ખાણ

( ૧૯૧૩ )   રૂ. ૦–૨–૦

ધાર્મિક અને નૈતિક જ્ઞાન સરળ ભાષામાં વાર્તારૂપે આપવાનો પ્રયત્ન સારો છે. સાધારણ ભણેલા માણસો પણ સમજી શકે એવી રચના હોવાથી સામાન્ય જનસમૂહને બહુ ઉપયોગી છે. વાર્તા અધુરી રહી ગયેલી હોવાથી રસક્ષતિ થાય છે.

---

મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર

## શાન્તિનિકેતન

( ૧૯૧૫ ) રૂા. ૧–૪–૦

પુસ્તક બંગાળી ઉપરથી લખાયેલું છે. બંગાળીનું અનુકરણ હોવાથી ભાષા સંસ્કૃતમય વધારે થઇ ગઇ છે છતાં સૌ સમજી શકે એવી છે. પાખંડી સાધુપુરૂષો લોકોની અંધશ્રદ્ધનો ખોટો ઉપયોગ કરી પૈસા ધૂતી ખાય છે તેના ઉપર સારો પ્રકાશ પાડે છે. હાલના જમાનાને અનુરૂપ ધાર્મિક વિચારો કેવા હોઇ શકે તે નારાયણદેવ જેવા મહાત્માના પાત્રથી દર્શાવી આપ્યુ છે. પુસ્તક સારૂં છે ને સૌને વાંચવા જેવું છે.

---

મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર

## આનંદમંદિર

( ૧૯૧૬ ) રૂ. ૧–૮–૦

શ્રી નૃસિંહપ્રસાદ બસુના 'અમિયા' નામના બંગાળી પુસ્તકનું ભાષાન્તર છે. વિષય ધાર્મિક છે અને કર્મ, જ્ઞાન તથા ભક્તિવિષયક જ્ઞાન વાર્તાદ્વારા આપવાનો રસિક રીતે પ્રયત્ન થયો છે. ભાષા શુદ્ધ અને સંસ્કૃતમય હોવાથી અને વિષય ગહન હોવાથી પુખ્ત વયનાં સંસ્કારી સ્ત્રીપુરૂષોને વાંચવા લાયક છે.

---

મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર

## બ્રહ્મચારિણી

( ૧૯૧૪ ) રૂ. ૧–૪–૦

બંગાળીનો અનુવાદ. એમાં બ્રાહ્મધર્મનું સ્વરૂપ આલેખવામાં આવ્યું છે. અને સમાજસેવિકા તરિકે સ્ત્રીઓ કેટલું સારૂં કામ કરી શકે છે તે બતાવ્યું છે. વાર્તાની ઘટના રસિક શિષ્ટ સમાજને શોભે એવી કરી છે. એના વાચનથી સ્ત્રીઓનાં જીવન સુધરે એમ છે, તેથી ખાસ કરીને સ્ત્રીઓએ વાંચવા જેવી છે. ભાષા સંસ્કારી છતાં સરળ અને સૌ સમજી શકે એમ છે.

---

મેશ્રી, છગનલાલ નારાયણભાઇ

## કામિની અને કંચન ૩ ભાગ

( ૧૯૧૩ ) રૂ. ૧–૮–૦

સાંસારિક છતાં ધાર્મિક બોધથી ભરેલી નવલકથા મૂળ બંગાળી પુસ્તકના આધારે લખાયેલી છે. એમાં શ્રી રામકૃષ્ણ પરમહંસના અમૂલ્ય ઉપદેશો તથા તેમણે પ્રસંગવશાત્

કહેલી વાતોની ગુંથણી ગુંથેલી છે. સ્ત્રી અને દ્રવ્ય અતિ ચંચળ છે તેથી મનુષ્યે તેના તરફ કેવું વર્તન રાખવું તે બહુ સારી રીતે બતાવ્યું છે. ભાષા શુદ્ધ સંસ્કારી હોઇ વાર્તા ઘણી રસિક છે તેથી સૌને વાંચવી ગમે એવી છે. સામાન્ય લોકોને માટે પુસ્તક ઘણું સારૂં છે.

---

'વસંતનંદન'

## સુબોધચંદ્ર

(૧૯૧૦) રૂ. ૦-૮-૦

પરલોક સંબંધી વિચારો કરેલા હોવાથી ધાર્મિક પુસ્તક કહી શકાય. માણસની મરણ પછીની સ્થિતિ કેવી હોય છે તથા વિચારોનું બળ કેટલું છે તે વાર્તાદ્વારા બતાવ્યું છે. ગુપ્ત જ્ઞાનના અત્યાર સુધી નહિ જાણેલા વિચારો આનાથી લોકને જાણવાના મળી શકે છે, પણ ભૂત પ્રેતાદિના અસ્તિત્વની વાતો આવતી હોવાથી કંઇક વહેમને પોષણ મળી શકે ખરૂં. ભાષા શિષ્ટ અને સાદી છે.

---

વીમાવાળા, ઇશ્વરલાલ

## પારસમણિની શોધમાં (બ્રહ્માંડનો ભેદ) ૨ ભાગ

રૂ. ૩-૮-૦

સર રાઇડર હેગાર્ડના 'કિંગ સોલોમન્સ માઇન્સ' નામના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ. સાહસિક વૃત્તિ કેળવવા ઇચ્છતા અને વિશાળ કલ્પનાની પ્રેરણા પામવા ઇચ્છતા યુવાન વર્ગને ખાસ ઉપયોગી છે. લાગણીઓને ઉશ્કેરે એવી પ્રેમની વાતોથી ભરેલી નવલકથાઓ કરતાં શૌર્ય અને સાહસથી ભરેલી અને વાચકને નિડરતાનો આદર્શ રજુ કરતી આવી વાતો હજાર દરજ્જે સારી છે. વાર્તાનો વિષય રસિક ને નિર્દોષ છે. વહેમને પોષે એવી કંઇક વાત અંદર હશે, પણ તેથી જીવન પર ખરાબ અસર થાય એમ નથી. ભાષા સાદી અને સરળ છે. પુસ્તક સૌને વાંચવા જેવું છે.

---

શાહ, વાડીલાલ મોતીલાલ

## જ્ઞાનોપદેશ

રૂ. ૧-૦-૦

દૃષ્ટાંતરૂપ કેટલીક વાર્તાઓ લઇ ધાર્મિક તથા નૈતિક બોધ સારો આપવામાં આવ્યો છે અને તત્ત્વજ્ઞાનના વિષયો ચર્ચવા પ્રયત્ન કર્યો છે. સંસારનો ચિતાર આપી સ્ત્રીપુરૂષે સુખી થવા માટે શું કરવું જોઇએ તે ટુંકામાં સારી રીતે સમજાવ્યું છે. લેખક જૈન ધર્મના સારા અભ્યાસી છે. તેથી જૈન ધર્મની દૃષ્ટિએ વિષયો પ્રતિપાદન કર્યા છે. ભાષા સાદી ને સંસ્કારી છે. ધર્મજિજ્ઞાસુઓએ વાંચવા જેવી છે.

---

શુકલ, પ્રભાશંકર ગોવિંદરામ

## પ્રભાતચંદ્ર

( ૧૯૧૫ ) રૂ. ૧–૦–૦

ધાર્મિક બોધ આપનારી નવલકથા છે. મનુષ્ય કર્તવ્ય, મિત્રધર્મ, પુત્રસ્નેહ, પતિપત્નીના ધર્મ અને સાધુતાના સુંદર આદર્શો રજુ કર્યા છે. ભાષા શુદ્ધ પણ જરા સંસ્કૃતમય એટલે સાધારણ વાચકોને કઠણ પડે એવી છે. પુખ્ત ઉમ્મરનાં માણસોને વાંચવા જેવી છે.

---

હાજી મહંમદ અલારખીયા શિવજી

## રસિદા

( ૧૯૨૩ ) રૂ. ૫–૦–૦

વાર્તા ધાર્મિક છે. મૃતાત્માઓ સાથે વાતો કરવાના પ્રસંગો જોડ્યા છે. તેથી વહેમને પોષે છે પણ શ્રદ્ધાળુ લોકો પ્રેમથી વાંચે એમ છે. વાર્તા રસિક રીતે લખાયેલી છે ને ભાષા મધુર છે. પુસ્તક પુખ્ત ઉમ્મરનાં સ્ત્રીપુરુષો જ વાંચી શકે. બાળક કે તરૂણના હાથમાં આપવા જેવું નથી.



## ( નૈતિક સંખ્યા—૧૬ )

ઇરાની, સોહરાબ શહેરીયાર ( મશરેક )

## લુટારૂ મુબારક

( ૧૯૨૩ ) રૂ. ૧–૮–૦

અકબરના સમયના એક લુટારૂની વાર્તામાં નૈતિક મર્યાદા સાથેનો પાર્થિવપ્રેમનો ચિતાર આપ્યો છે. વાર્તા નિર્દોષ અને રસિક છે તથા તેમાં કર્તવ્યનો બોધ આપવામાં આવ્યો છે. તેમજ નિમકહલાલીનાં આછાં ચિત્રો આપવામાં આવ્યાં છે. ભાષા પારસી ગુજરાતી જેવી હોઇ અંદર ફારસી શબ્દોનું ભરણું વધારે છે. માનવભાવોને અસરકારક રીતે કર્તા આલેખી શકયા છે. વાર્તામાં ઉચ્ચ કલ્પના–વિહાર કે સુંદર આદર્શો રજુ કરાયા નથી તોપણ તેની સાદી રચના ને રસમયતાથી વાચકને આકર્ષી શકે છે.

---

ઇરાની, સોહરાબ શહેરીયાર (મશોક)

## બેતાલ ખલકત યાને બેચેન દુન્યા

(૧૯૧૫) રૂ. ૨-૦-૦

જુદા જુદા વિષયો ઉપર દૃષ્ટાન્તો આપી માર્મિક રીતે નીતિનો બોધ કરેલો છે. ભાષા સાદી અને સરળ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે. ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકોને માટે વાચવા લાયક છે.

---

ઓઝા, કાસીરામ પ્રાગજી

## હાતમતાઇ

એ નામના એક પરોપકારી મહાપુરૂષનું જીવનવૃત્તાન્ત છે. મૂળ ઉર્દુમાં એ પુસ્તક લખાયેલું છે અને મુસલમાનોમાં વધારે લોકપ્રિય છે, તેનું આ ગુજરાતી ભાષાન્તર છે. ભાષા સાદી છે, પણ શૈલી કંઇક કૃત્રિમ જેવી જણાય છે. હાતમતાઇએ કરેલાં પરોપકારનાં કામોનું એમાં વર્ણન છે અને તે લોકને બોધ લેવા લાયક છે. જીવનની સાદાઇ એમાં સારી જણાવેલી છે. માણસ ઓછી જરૂરીઆતોથી પણ નભાવી શકે છે તે એ વાંચવાથી જણાઇ આવે છે.

---

કાબરાજી, બહમનજી નવરોજજી

## કોણ સરસ? વહાડિયાની વીલુ કે પટેલની પીલુ?

(૧૯૧૦) રૂ. ૨-૦-૦

પારસી સંસારને બંધબેસતી નવલકથા. પારસીઓને માટેજ લખાયેલી લાગે છે. પાત્રોનાં નામો પણ પારસી છે ને ભાષા પણ પારસીઓ બોલે તેવી ગુજરાતી અને અશુદ્ધ છે. અંદર છળપ્રપંચના પ્રસંગો વર્ણવી નીતિનો બોધ આપવાનો પ્રયત્ન કર્યો છે.

---

ઝવેરી, હિરાચંદ કસ્તુરચંદ

## મૃગજળ

(૧૯૨૫) રૂ. ૧-૮-૦

નૈતિક અને ધાર્મિક નવલકથા. પ્રો. બેઇનનો એક અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. પ્રો. બેઇને હિંદુ સંસ્કારી જીવનની ઘણી નવલકથાઓ લખી છે તેમાંની આ એક છે. એમાં હિંદુ તત્ત્વજ્ઞાન સમજાવવા પ્રયત્ન થયો છે અને વિવેક, વિચાર, જ્ઞાન વગેરેનાં ઉંડાં તત્ત્વો રસમય ભાષામાં સમજાવ્યાં છે. ભાષા શિષ્ટ અને સંસ્કૃતમય છે. તેથી પરિપકવ જ્ઞાનવાળા સમજુ માણસને ઉપયોગી છે.

---

**ત્રિપાઠી, એન. એમ. એન્ડ કું. ( પ્રકાશક )**

### નાટ્યકથારસ

( ૧૮૯૮ ) રૂ. ૦–૧૨–૦

Tales from Shakespeare નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર. અંગ્રેજ મહાકવિ શેક્સ્પીઅરે કેટલાંક સુંદર નાટકો લખ્યાં છે. ને તેમાં મનુષ્ય સ્વભાવ ને સંસારનાં ચિત્રો આબેહુબ દોર્યાં છે. તે નાટકોને ગુજરાતીમાં વાર્તા રૂપે ઉતારવામાં આવ્યાં છે. એમાં જીવનના વિવિધ પ્રસંગો લઇ નૈતિક બોધ સારો આપવામાં આવ્યો છે તથા પ્રેમનું શુદ્ધ સ્વરૂપ દેખાડવામાં આવ્યું છે. સહૃદય વાંચનારાને સારો આનંદ મળે એમ છે. ભાષા સાદી અને સરળ છે.

---

**દેશાઇ, અરદેશર ખરસેદજી**

### કરણીનો ફેજ

( ૧૯૨૧ ) રૂ. ૧–૮–૦

અંગ્રેજી ઉપરથી લખાયેલી પારસી સંસારી નવલકથા નૈતિક તત્ત્વથી ભરેલી છે. સત્કર્મથી માણસ ચઢે છે અને દુષ્કર્મથી પડે છે તેનો અચ્છો ચિતાર આપવામાં આવ્યો છે. પાત્રોની ખીલવટ, વસ્તુસંકલના અને રસની જમાવટ સારી છે. શૈલી વેગવતી હોવાથી વાચકને પોતાની સાથે ઘસડી જાય છે. ભાષા સાદી પણ કોઇ કોઇ ઠેકાણે અશુદ્ધ અને પારસીશાહી હોવાથી સંસ્કારી વાંચનારને કંટાળો આવે.

---

**દ્વિવેદી, જ. ખો.**

### સ્નેહસદન યા પ્રણયરહસ્ય

( ૧૯૧૬ ) રૂ. ૦–૧૨–૦

'પ્રેમમંદિર' નામની બંગાળી નવલકથાનો અનુવાદ. સામાજિક નવલકથા દ્વારા નૈતિક તથા ધાર્મિક બોધ આપવાનો પ્રયત્ન કર્યો છે. દેશની આર્થિક ચર્ચા પણ આવે છે. શરૂઆતમાં ભારતના ઉદય માટે જે ઇચ્છાઓ બતાવી છે તે ફળીભૂત થઇ જણાતી નથી તેમજ ઉદ્યોગદ્વારા દેશનો ઉદ્ધાર કરવાની ઇચ્છા છતાં એકદમ ચતુર્થાશ્રમનો ચિતાર બતાવવાથી સંકલનાભંગ થાય છે. ભાષા પણ સંસ્કૃતમય વધારે છે. સુશિક્ષિત સ્ત્રીઓએ પુસ્તક વાંચવા જેવું છે. સામાન્ય લોકોને માટે પણ ઠીક છે

---

**નારાયણ હેમચંદ્ર**

### વિષવૃક્ષ

( ૧૮૯૬ ) ૦–૧૨–૦

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયના બંગાળી પુસ્તકનું ભાષાન્તર. સંસારની ઘટનાઓ

વાર્તામાં ઉતારી નૈતિક બોધ આપવાનો પ્રયત્ન સારો છે. ભાષા ક્લિષ્ટ અને સંસ્કૃતમય હોવાથી સામાન્ય લોકોને વાંચવી અઘરી પડે એવી છે.

---

શ્રીમન્નૃસિંહાચાર્ય

## સતી સુવર્ણા પૂર્વ વિભાગ

( ૧૮૯૭ )  રૂ. ૦-૪-૦

ઉત્તમ પ્રકારનો નીતિનો બોધ આપતી નાની સરખી એક સુંદર વાર્તા છે. અનીતિને રસ્તે ચઢેલો માણસ પણ એથી સુધરી શકે એમ છે. દુષ્ટ લોકો પોતાની દુષ્ટતા છેવટ સુધી છોડતા નથી ને તેથી છેવટે ખરાબ થાય છે, અને નીતિમાન માણસો પ્રથમ દુઃખી થાય પણ છેવટે સુખ પામે છે, તે વાર્તામાં બતાવ્યું છે. વાર્તાની રચના સુઘટિત ને રસમય છે તેથી વાંચવા લીધા પછી છોડવી ગમે એમ નથી. ભાષા સાદી પણ કંઇક સંસ્કૃતમય હોવાથી જરા સંસ્કારી વાચક હોય તેજ વાંચી શકે.

---

પટેલ, પ્રેમાનંદ ધોળીદાસ

## દેવાનું દુઃખ

મૂળ અંગ્રેજીના મરાઠી ભાષાન્તર ઉપરથી ગુજરાતીમાં ઉતારવામાં આવ્યું છે. લાલજી નામે એક ગૃહસ્થનો છોકરો ઉડાઉ નિકળવાથી દેવાદાર થઇ જાય છે અને પછી કેવું દુઃખ પામે છે તેનું વર્ણન વાર્તામાં છે. માણસ ગજા ઉપરાંત ખર્ચ કરતાં વિચાર કરતા નથી અને જુવાનીના મદમાં પાછળથી કેવી દશા થશે તેનો પણ વિચાર કરતા નથી, તેવાઓને આ પુસ્તક ધડો લેવા જેવું છે. ભાષા શુદ્ધ ને સરળ છે ને દરેકે વાંચવા જેવું છે.

---

પાલમકોટ, ભીખાજી લી.

## દુઃખી દાદીબા

( ૧૯૧૩ )  રૂ. ૩-૦-૦

પારસી સંસારી નવલકથા છે અને ભાષા પણ પારસીસાઇ હોવાથી પારસીઓને જ ખાસ વાંચવા લાયક છે. પારસી સંસારનો ચિતાર સારો આપ્યો છે. વાર્તાદ્વારા નીતિનો બોધ આપવાનો ને ફરજ સમજાવવાનો પ્રયત્ન થયો છે.

---

ફરામજી બમનજી

## કુમાર દર્પણ

( ૧૮૮૪ ) ૦–૮–૦

અંગ્રેજી 'સેન્ફર્ડ અને મર્ટન'નો તરજુમો છે. જુની શૈલીથી લખાયેલું છતાં બોધક અને વાંચવું ગમે એવું છે. પારસી લેખક છતાં ભાષા સાદી અને શુદ્ધ છે. જુવાનોને ને થોડું ભણેલાને માટે ખાસ વાંચવા જેવું છે.

---

ભટ્ટ, ખીમજી વસનજી

## પીપાજી

( ૧૯૧૧ ) રૂ ૦–૮–૦

ગ્રંથ ભક્તિપ્રધાન છે અને અંદર નૈતિક તથા ધાર્મિક બોધ સારો આપવામાં આવ્યો છે. વર્ણનો કંઇક અંશે અતિશયોક્તિ વાળાં છે. ભાષા ઘણી અશુદ્ધ છે પણ વાર્તાના રસપ્રવાહને લીધે સામાન્ય વર્ગના લોકોને વાંચવી ગમે એવી છે. શ્રદ્ધાળુ લોકોને માટે સારું પુસ્તક છે.

---

મરઝબાન, જહાંગીર બહેરામજી

## તલેસમ ૨ ભાગ

( ૧૮૯૧ ) રૂ. ૮–૦–૦

અલેકઝાન્ડર ડુમાની અંગ્રેજી 'કાઉન્ડ ઓફ મોટીક્રિસ્ટો' નામની વાર્તાનું ભાષાન્તર છે. નૈતિક બોધ આપવાનો પ્રયત્ન વાર્તામાં સારો થયો છે. ભાષા પારસી ગુજરાતી એટલે કંઇક અશુદ્ધ પણ વર્ણનશૈલી મનોરંજક છે અને તેથી વાર્તા વાંચવી ગમે એવી છે.

---

શાસ્ત્રી, વ્રજલાલ કાળીદાસ

## મુક્તમાળા

( ૧૯૨૪ ) રૂ. ૦–૧૦–૦

લક્ષ્મણ મોરેશ્વર શાસ્ત્રીના મરાઠી પુસ્તકનું ભાષાન્તર. સામાન્ય લોકોને નૈતિક બોધ આપવાને ઉપયોગી છે. ભાષા અને શૈલી જુના જમાનાને અનુસરતાં છે એટલે હાલના વાચકોને વાંચતાં બહુ રસ ન પડે. નિર્દોષ અને રસિક વાચન તરિકે પુસ્તક સારું છે. સામાન્ય લોકોને વાંચવા જેવું છે.

---

# ૫. બાલોપયોગી ( સંખ્યા ૮ )



**ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ**

## રામેશ્વર

( ૧૯૦૫ ) રૂ. ૦–૪–૦

બાલકો અને સ્ત્રીઓને આનંદ આપે એવી નાની સરખી વાર્તાની ચોપડી બે ઘડી વખત ગુમાવવાને માટે ઠીક છે. પણ ૨૫ પાનાંની નાની ચોપડીની કિંમત ૭ આના વધારે પડતી છે.

---

**મરચંટ, એચ. જી.**

## રાજા ભોજ અને કવિ કાલિદાસ ૫ ભાગ

( ૧૯૧૯ ) રૂ. ૧–૦–૦

બુદ્ધિચાતુર્યનાં દૃષ્ટાંતોથી ભરેલું પુસ્તક છે. સાહિત્ય–રસિકોને માટે આ પુસ્તક ઉંચી જાતનું વાચન પૂરૂં પાડે છે. ભોજના દરબારના ઘણા રસિક પ્રસંગો એમાં સમાયેલા છે ને તે બધા વાંચતાં આનંદ આપે છે તથા ચમત્કાર ઉત્પન્ન કરે છે. એક બે વાર્તાઓ બાદ કરતાં બાકીની બાળકોને વંચાવવાથી તેમની રસિકવૃત્તિ તથા બુદ્ધિચાતુર્ય ખીલે એમ છે.

---

**રાવળ, છગનલાલ વિદ્યારામ**

## ઠંડા પહોરની વાતો

( ૧૯૨૫ ) રૂ. ૦–૧૨–૦

બાલોપયોગી વાર્તાનું પુસ્તક. રમુજ અને હાસ્ય ઉત્પન્ન કરે અને તેની સાથે બોધ મળે એવી નાની નાની ૫૬ વાર્તાઓનો સંગ્રહ બાળકોને માટે બહુ ઉપયોગી છે. રા. બા. કાંટાવાળાએ ટચુકડી સો વાતો લખી છે તેના જેવું આ પુસ્તક છે. ભાષા પણ બહુજ સાદી અને બાળકોને સમજાય તેવી છે. દરેક લાયબ્રેરીમાં બાળકોને માટે રાખવા જેવું છે.

---

**વકીલ, દયાળજી, રણછોડદાસ**

## વણિક વિદ્યાની વાતો ૧ ભાગ

( ૧૮૯૮ ) રૂ. ૦–૧૦–૦

બાળકોને રસ પડે અને વ્યાવહારિક જ્ઞાન મળે એવી નાની નાની રસમય ૨૫ વાતોનો સંગ્રહ છે. ભાષા સાદી અને સરળ હોવાથી સૌ કોઇ વાંચી શકે એમ છે. કિંમત ચોપડીના કદના પ્રમાણમાં દશ આના વધારે પડતી છે.

---

વાચ્છા, એદલજી માણેકજી

## ઇરાનીઅન નાઇટ્સ

( ૧૯૧૬ ) રૂ. ૧-૪-૦

અરેબીઅન નાઇટ્સ જેવી પણ બાળકોને રમુજ પડે એવી નાની નાની વાર્તાઓનો સંગ્રહ છે. વાર્તાઓ રમુજી અને ચમત્કારોથી ભરેલી હોવાથી વાંચવી ગમે એવી છે. એના વાચનથી બાળકોમાં હિંમત, ચતુરાઇ, સમયસૂચકતા આવી શકે તથા નીતિની છાપ પડી શકે એમ છે. ભાષા સાદી અને સરળ પણ પારસી ગુજરાતી જેવી ને કોઇ કોઇ ઠેકાણે અશુદ્ધ છે.

---

શાહ, ચુનીલાલ વર્ધમાન

## નોકરીનો ઉમેદવાર

( ૧૯૨૩ ) રૂ. ૧-૧૨-૦

ભણી રહ્યા પછી નોકરી મેળવતાં કેટલી મુશ્કેલીઓ પડે છે તેનો ચિતાર આપ્યો છે. ઘણા વિદ્યાર્થીઓને ભણતી વખતે પૈસાનો હિસાબ નથી હોતો અને કમાવાની ચિંતા પણ નથી હોતી. તેમણે બાંધેલા હવાઇ કિલ્લા અભ્યાસ છોડી વ્યવહારમાં પડતાં જ તૂટી પડે છે અને જીવન દુઃખરૂપ થઇ પડે છે તેમને આ વાર્તામાંના સારો બોધ મળે એમ છે. ભાષા સાદી સરળ ને સૌ સમજી શકે એવી છે. પુસ્તક સૌને વાંચવા લાયક છે.

---

'શિશુમંડળ'

## મુકુલ

( ૧૯૨૪ ) રૂ. ૧-૦-૦

બાળકોને હાથે લખાયેલી નાની નાની વાર્તાઓનો સંગ્રહ આવકાર લાયક છે. વાર્તાઓ બાલોપયોગી છે અને વિનોદની વાતો હોવાથી બાળકોને મઝા પડે તેવી છે. ભાષા સહેલી છે પણ જોડણીની ને વ્યાકરણની કેટલીક ભૂલો રહી ગયેલી છે.

---

સેન્ટ્રલ એજન્સી

## લંગડો જરવાસ

( ૧૮૯૩ ) રૂ. ૦-૮-૦

અંગ્રેજીમાં મૂળ લેખક મીસ મેરીયા એજવર્થના વાર્તા ગ્રંથનો ગુજરાતી અનુવાદ. પ્રમાદી લોકોને તથા ખાસ વિદ્યાર્થી વર્ગને વાંચવા લાયક છે. અનેક વિઘ્નો આવવા છતાં હિંમત રાખી મહેનત કર્યા કરવાથી કાર્યસિદ્ધિ છેવટે થાય છેજ એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. ભાષા તરજુમિયા જેવી છતાં સાદી સરળ હોવાથી સૌ સમજી શકે એવી તો છે જ.

---

# ૬. સ્ત્રી ઉપયોગી ( સંખ્યા ૩૬ )



ઝવેરલાલ જેકીસનદાસ

## હિંદુ બેરિષ્ટર યાને સદ્ગુણી સુમન

રૂા. ૧-૦-૦

સ્ત્રી ઉપયોગી સામાન્ય વાર્તા છે. હિંદુ સ્ત્રીઓની સહનશીલતા, નિર્મળ પ્રેમ અને પરાધીનતા બતાવવા સાથે વિલાયતી કેળવણીથી કેવી ઉચ્છૃંખલતા આવે છે તે બતાવ્યું છે. બહુ રસિક વાર્તા નિવડી નથી પણ સામાન્ય વાચકોને માટે સારી છે. ભાષા સાદી ને સરળ છે.



ઉર્મિલા દયારામ ગીડુમલ

## ઉષાનંદિની

( ૧૯૧૪ ) રૂા. ૦-૮-૦

પ્રો. એફ. ડબલ્યુ. બેઇનના અંગ્રેજી પુસ્તક ઉપરથી અનુવાદ કરીને લખેલી સામાજિક નવલકથા છે. પ્રો. બેઇન ઉત્તમ વાર્તા લેખક છે. હિંદુ સંસારને લાગુ પડે એવી ઘણી સારી વાર્તાઓ એણે લખેલી છે અને તેની લેખન શૈલી તાદૃશ ચિત્ર ખડું કરે એવી છે. આ વાર્તા તેમાંની એક છે. પોતાના ઉદાસીન પતિને પ્રેમમાં મુગ્ધ કરી પોતાને વશ કરી લે છે તે પ્રસંગ આપી પ્રેમનું પ્રાબલ્ય તથા પતિભક્તિ અને સતી સ્ત્રીનું ચારિત્ર્ય બતાવવામાં આવ્યું છે, લેખિકા સંસ્કારી હોવાથી ભાષા શુદ્ધ અને સરળ છે, સામાન્ય જનતાને પુસ્તક ઉપયોગી છે.



કરસનદાસ મૂળજી

## સંસાર સુખ

( ૧૮૮૭ ) રૂા. ૧-૮-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. સંસારમાં સ્ત્રી કેટલી ઉપયોગી છે તે અનેક દૃષ્ટાંતો આપીને સારી રીતે સિદ્ધ કરી બતાવવામાં આવ્યું છે. પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરૂષોને ખાસ વાંચવા જેવું. ભાષા સાદી પણ સુરતી તથા પારસીસાઇ જેવી હોવાથી કંઇક અ-શુદ્ધ છે. લેખકનો ઉદ્દેશ કર્તવ્ય અને નીતિનું જ્ઞાન આપવાનો છે ને તે કેટલેક અંશે સિદ્ધ થયો છે.



કવિ, ભવાનીશંકર નરસિંહરામ

## કુંવારી કન્યા

( ૧૯૦૬ )    રૂ. ૦-૧૦-૦

હિંદુ ઘરસંસારને લગતી નવલકથા. વાર્તામાં કન્યાવિક્રયનો અનિષ્ટ પરિણામોનો ચિતાર આપી સમાજની ખરાબ રૂઢિઓનો ત્યાગ કરવાનો બોધ આપ્યો છે. પુસ્તકમાં બાબત બહુ થોડી કહેવાની છે જે ઉત્તમ છે પણ તે સમજાવવા લાંબાં ટાયલાં બહુ કરેલાં છે જેથી વાંચવામાં રસ પડતો નથી. ભાષા સરળ પણ અશુદ્ધ છે. એકંદરે પુસ્તક સામાન્ય લોકોને અને ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા જેવું છે.

---

ચુનીલાલ લલ્લુભાઇ

## સ્ત્રીવિનોદ

( ૧૯૦૭ )    રૂ. ૦-૬-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા છે. સંવાદ દ્વારા પતિસેવા તથા સ્ત્રીઓનાં કર્તવ્યનો બોધ આપ્યો છે. ભાષા સાદી સરળ છે. સાહિત્યની દૃષ્ટિએ પુસ્તક ઉંચા પ્રકારનું નથી. પણ ગામડાંનાં સ્ત્રીપુરૂષોને ઉપયોગી વાચન પુરૂં પાડે એમ છે.

---

જાગુષ્ટે, મહાદેવ રામચંદ્ર ( પ્રકાશક )

## દેવી નંદિની

( ૧૯૨૦ )    રૂ. ૨-૦-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. બંગાળીનો અનુવાદ છે. ભાષા સંસ્કારી અને રસિક છે. હિંદુ સમાજ જીવનનો ઉંચો ચિતાર આપી શુદ્ધ પ્રેમ, અને આદર્શ જીવન સમજાવવામાં કર્તાએ સફળતા મેળવી છે. નીતિનો બોધ સારો સમાવ્યો છે. પશ્ચિમના આચારવિચારથી અંજાઇ ગયેલા માણસોએ પુસ્તક ખાસ વાંચવા જેવું છે.

---

જામનગરવાળા ડૉક. પોપટલાલ હંસરાજ

## સ્ત્રીદર્પણ

( ૧૯૦૭ )    રૂ. ૦-૧૦-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. એમાં ખાસ કરીને કન્યા કેળવણીની જરૂર બતાવવામાં આવી છે. વાર્તા રસ વગરની છે અને અક્ષરો ઝીણા તથા જોડણી અશુદ્ધ છે. સામાન્ય લોકો વાંચે તો ઠીક.

---

ઠક્કર, વ્રજલાલ જાદવજી

### શિયળની કસોટી અને બેવફા દુનિયા

( ૧૯૨૫ ) રૂ. ૧-૮-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. સ્ત્રીઓના શિયળનું રક્ષણ કેમ કરવું તે આમાં બતાવવામાં આવ્યું છે ને નીતિનો બોધ સમાવવામાં આવ્યો છે. ભાષા સાદી સરળ છે. સ્ત્રીઓને ખાસ વાંચવા જેવું છે.

---

ઠાકર, હરગોવિંદ હરિદત્ત

### પ્રબોધા

( ૧૯૦૪ ) રૂ. ૦-૧૩-૦

સ્ત્રી ઉપયોગી સામાજીક વાર્તા છે. ભાષા સાદી અને સરળ હોવાથી સામાન્ય લોકો પણ સમજી શકે એમ છે. કષ્ટ સમયે કેમ વર્તવું તેનો બોધ સારો આપ્યો છે.

---

ડોસાણી, લક્ષ્મીબાઇ ગોકળદાસ

### માહિલાઓની મહાકથાઓ

( ૧૯૨૫ ) રૂ. ૩-૮-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા સામાન્ય લોકોને અને ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા લાયક છે. સમાજનું બારિક અવલોકન કરી વાર્તાઓ લખાયેલી છે. દરેક વાર્તા સમાજમાં પેસી ગયેલી બદીઓનું સાચું ચિત્ર રજુ કરે છે તથા નજીવી ભૂલોનું પણ કેવું ભયંકર પરિણામ આવે છે તે સમજાવી સ્ત્રીઓને સુંદર રીતે બોધ આપે છે. ભાષા સાદી સરળ છે. એક સ્ત્રી લેખક આવું સારૂં લખી શકે તે સ્તુતિપાત્ર છે.

---

તારાપોરવાળા, દાદી એદલજી

### તાલેવંતની તેહમી

( ૧૯૨૪ ) રૂ. ૫-૦-૦

સ્ત્રી ઉપયોગી પારસી સંસારી નવલકથા. વસ્તુસંકલના સારી ગોઠવાયેલી હોવાથી ને વાર્તા રસમય હોવાથી વાંચવા લીધા પછી પૂરી કર્યા વગર છોડવી ગમે તેવી નથી. હિંમતવાન બાળાઓ સંકટના સમયમાં પણ કર્તવ્યપરાયણ રહી ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખે તો છેવટે સુખી થાય છે તેનું દૃષ્ટાન્ત બહુ સારૂં આપેલું છે. દરેક પ્રસંગમાં નીતિનો બોધ બહુ સારો આપ્યો છે. ભાષા પારસી ગુજરાતી જેવી પણ સરળ છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

ત્રિપાઠી, ડાહ્યાશંકર જયશંકર

## કુલીન કાન્તા

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. સ્ત્રીઓને પતિ પ્રત્યે શો ધર્મ છે. અને સંસારમાં પડતાં દુઃખોથી હતાશ ન થતાં સદાચરણથી આલી કર્તવ્યપરાયણ રહેવાથી જ પરિણામે સુખ મળે છે તે બતાવવાનો પ્રયત્ન કર્યો છે. વાર્તામાં નૈતિક બોધ સારો રહેલો છે. વાર્તાની રચના રસ ભરેલી છે અને ભાષા શુદ્ધ તથા સંસ્કારી છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે. સ્ત્રીઓને માટે ખાસ વાંચવા લાયક છે.

---

દવે, જેઠાલાલ દેવશંકર

## ગૃહિણી રત્નમાળા યાને કૌમુદિની ની આત્મકથા ૧ ભાગ

( ૧૯૧૯ ) રૂ. ૦-૧૨-૦

બંગાળી ભાષાના 'અબળા બાંધવ' નામના પુસ્તકનો અનુવાદ છે. ખાસ સ્ત્રીઓને ઉપયોગી નવલકથા છે અને આદર્શ આર્ય સ્ત્રી કેવી હોઇ શકે તે દર્શાવ્યું છે. અંદર નીતિનો ઉપદેશ ભરેલો છે તથા સ્ત્રીઓની પોતાની ફરજ શી છે અને પોતાના હક શા છે તે સારી રીતે બતાવવામાં આવ્યું છે. ભાષા પણ સાદી અને રસિક છે તેથી સાધારણ ભણેલા દરેક માણસ વાંચી શકે એમ છે.

---

દેલવાડાકર, ગોપાળજી કલ્યાણજી

## નવલગંગા ૨ ભાગ

( ૧૯૧૮ ) રૂ. ૩-૦-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. એમાં પતિવ્રત ધર્મ બરાબર સારી રીતે સમજાવવામાં આવ્યો છે. તેથી સ્ત્રીઓએ ખાસ વાંચવા જેવી છે. ભાષા સાદી સરળ છે. તેથી સાધારણ ભણેલા માણસ પણ વાંચી શકે એમ છે. સ્વાર્થી લોકો સ્વાર્થ સાધવા કેવાં ભયંકર કૃત્યો કરે છે તથા યોગ્ય જોડાં ન મળવાથી કેટલાં જીવન નષ્ટ થાય છે તેનો ચિતાર સારો આપ્યો છે.

---

દેસાઇ, રામમોહનરાય જસવંતરાય

## બાલા

( ૧૯૧૩ ) રૂ. ૨-૦-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. સંસારમાં અનેક સુખદુઃખના પ્રસંગો આવે છે તે સહન કરી શુદ્ધ જીવન ગાળવામાં જ મઝા છે એમ વાર્તામાં દેખાડ્યું છે. પતિવ્રત

ધર્મ, કરકસર, સાદું જીવન અને સંકટો સહન કરવાની શક્તિ એ વાર્તાના મુખ્ય વિષયો છે. ભાષા સાદી સરળ ને શુદ્ધ છે. દરેક માણસને વાંચવા લાયક પુસ્તક છે.

---

નિરંજન

## સમાજની વેદી ઉપર

(૧૯૨૯) રૂ. ૨-૦-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. માન તથા પૂજ્ય ભાવથી વિધવાઓ તરફ સમાજે વર્તવું જોઇએ અને તિરસ્કારની દષ્ટિથી ન જોવું જોઇએ, તેમજ વિધવાઓ પવિત્ર નીતિમય જીવન ગાળી શકે તેને માટે સમાજે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ છે. વિધવા થતાની સાથેજ સ્ત્રી કેટલી નિરાધાર થઇ જાય છે તથા સમાજના દુષ્ટ રિવાજ અને બેદરકારીને લીધે તેનું જીવન ભ્રષ્ટ થાય છે તે પુસ્તકમાં સારી રીતે બતાવ્યું છે. એ બાબત હિંદુ સમાજને કલંકરૂપ છે. ભાષા સાદી છે ને પુસ્તક સૌને વાંચવા જેવું છે.

---

પટેલ, ભગવાનદાસ નાથાભાઇ

## દેવી અનસૂયા

(૧૯૦૭) રૂ. ૦-૮-૦

સ્ત્રી ઉપયોગી નવલકથા છે. એમાં સતીઓનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે. ભાષા સાદી સરળ છે. પણ શૈલી નાટકી હોવાથી રસજ્ઞવાચકોને ભાગ્યે રૂચિકર થઇ પડે પણ ગામડાંના થોડું ભણેલા લોકોને વાંચવું ગમે એવું છે.

---

પટેલ, વિઠ્ઠલદાસ વનજીભાઇ

## પતિવ્રતા સ્ત્રી

રૂ. ૦-૬-૦

ખાસ સ્ત્રી ઉપયોગી સામાજીક નવલકથા છે. ભાષા સારી સંસ્કારી અને શૈલી પ્રસાદ ગુણવાળી છે. સ્ત્રીઓનાં કર્તવ્યનો બોધ આપેલો છે અને સંસારના વિકટ પ્રસંગો સહનશીલતાથી કેમ વટાવવા તે સમજી શકાય છે.

---

**ભટ્ટ, મણિલાલ છબારામ**

## સ્ત્રીઓની રંગભૂમિ

(૧૯૧૮)     રૂ. ૧-૮-૦

ખાસ સ્ત્રી ઉપયોગી વાર્તાનું પુસ્તક છે. એમાં જુદા જુદા પ્રસંગો ઉપજાવી વિજ્ઞાન, ઇતિહાસ અને ભૂગોળ જેવા ગહન વિષયોને સાદી સરળ ભાષામાં ઘરગથ્થુ દૃષ્ટાંતો વડે એટલી બધી સરસ રીતે સમજાવ્યા છે કે પુસ્તક વાંચ્યા પછી સ્ત્રીઓને જરૂર તે વિષયોનો શોખ લાગ્યા વગર રહે જ નહિ. પુસ્તકમાં છૂટાં છૂટાં ઘણાં પ્રકરણો છે. દરેકમાં અમુક ખાસ વિષય સમજાવવા વાર્તાદ્વારા પ્રયત્ન કર્યો છે ને તેમાં સફળતા મેળવી છે. સ્ત્રી ઉપયોગી ઘણાખરા વિષયો લગભગ એમાં આવી જાય છે. કેળવાયલી ને વગર કેળવાયલી દરેક સ્ત્રીએ પુસ્તક વાંચવાની જરૂર છે.

---

**મહેતા, છગનલાલ કેવળરામ**

## અનાથ બાળા અથવા સુધારાનું પહેલું પગથીયું

(૧૯૧૨)     રૂ ૧-૪-૦

ખાસ કરીને સ્ત્રી ઉપયોગી પણ ધાર્મિક, નૈતિક અને સાંસારિક વિષયોની ચર્ચા કરેલી હોવાથી દરેક માણસને વાંચવા જેવું છે. આજકાલ વગર સમજે કેટલાક લોકો યુરોપાયનોનું અંધ અનુકરણ કરે છે તેથી કેવાં માઠાં પરિણામ આવે છે તે બતાવી ખરી આર્ય ભાવના રજુ કરી છે. પાત્રવૈવિધ્ય અને વસ્તુગુંથણી સારી છે. ભાષા પણ જોસદાર અને સંસ્કારી છે. દરેક માણસે વાંચવા જેવું પુસ્તક છે.

---

**મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર**

## ચંપકકલિકા અથવા પાતિવ્રત્ય ધર્મ

(૧૯૦૫)     ૦-૮-૦

વાર્તાદ્વારા પ્રતિવ્રતાનો ધર્મ તથા સ્ત્રીકર્તવ્ય સમજાવવામાં આવ્યાં છે તેથી સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી છે. ભાષા મધુર છે. વાર્તાનાં પાત્રો ગરીબ સ્થિતિનાં છે. પણ તેમનું વર્તન ઉચ્ચ કોટિનું છે તેથી બોધની અસર સારી થાય છે. સૌને વાંચવા લાયક છે.

---

**મહેતા, નટવરલાલ ત્રિકમલાલ**

## કર્મબંધન

(૧૯૧૮)     રૂ. ૧-૮-૦

સામાજિક નવલકથા. ખાસ કરીને સ્ત્રી ઉપયોગી. હિંદુ સમાજમાં સ્ત્રીને વિધવાપણું પ્રાપ્ત થતાં તેની સ્થિતિમાં કેવો ફેરફાર થઇ જાય છે તથા તેની દશા કેવી નિરાધાર

થઇ પડે છે અને જીવનયાત્રા ચલાવવામાં તેને કેટલી મૂસ્કેલીઓ પડે છે તેમજ શિયળ સાચવવામાં કેટલાં કષ્ટ આવી પડે છે તેનું વર્ણન સુંદર રીતે કરેલું છે. એક પવિત્ર વિધવા પોતાની જીવન શુદ્ધિ કેવી સાચવે છે તેનો સુંદર આદર્શ બતાવે છે. ભાષા સાદી ને સરળ છે તેથી સૌ કોઈ વાંચી શકે એમ છે.

---

મહેતા, પ્રસન્નગૌરી મુકુંદરાય

## સુશિક્ષિત સ્ત્રી અથવા બાળકોના ગૃહશિક્ષણનો ઉત્તમ આદર્શ

( ૧૯૧૯ ) રૂ. ૧-૦-૦

સ્ત્રી ઉપયોગી અને ખાસ કરીને શિક્ષકો તથા શિક્ષિકાઓને વાંચવા લાયક વાર્તા છે. ભાષા શુદ્ધ અને સરળ છે તેથી થોડું ભણેલાઓ પણ સમજી શકે એમ છે. આદર્શ ગૃહિણી તથા શિક્ષિકાના ધર્મ બતાવે છે અને મોટી ઉમ્મરની બાળાઓ તથા સ્ત્રીઓએ પણ વાંચવા જેવું છે.

---

મહેતા, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર

## કુંજકિશોરી

( ૧૯૧૬ ) રૂ. ૨-૮-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. હલકા માણસની સોબતથી માણસ કેવાં ખરાબ કર્મો કરવા પ્રેરાય છે અને છેવટે પાપનું પ્રાયશ્ચિત ભોગવી કમોતે મરણ પામે છે તેનો ચિતાર સારો આપ્યો છે. વાર્તા બોધક છે. ભાષા શુદ્ધ અને સરળ છે. એકંદરે સૌને વાંચવા જેવું પુસ્તક છે.

---

મહેતા, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર

## કુમુદકુમારી

( ૧૯૨૬ ) રૂ. ૩-૦-૦

નૈતિક બોધ આપવાને લખાયેલી સામાજિક નવલકથા છે. સ્ત્રી ઉપયોગી હોવાથી ખાસ સ્ત્રીઓને વાંચવા જેવી છે. ભાષા સાદી ને સરળ છે. પણ કોઇ કોઇ ઠેકાણે પ્રુફની અને વાક્ય રચનાની ભૂલો રહી ગયેલી છે. રચના રસમય હોવાથી વાંચવી ગમે એવી છે.

---

**મીસ ડેઝીએલ ( એક પારસી બાનુ )**

## ઝહેરે કાતીલ

( ૧૯૧૫ )

સ્ત્રી ઉપયોગી પારસી સંસારી નવલકથા. સંસારના પ્રસંગો આપી નૈતિક બોધ આપવાનો પ્રયત્ન કર્યો છે અને છકેલપણું, કાવાદાવા અને જીભને વશ ન રાખવાથી શું નુકશાન થાય છે તે વાર્તાદ્વારા સ્પષ્ટ બતાવ્યું છે. ભાષા સાદી પણ પારસી ગુજરાતી છે. પુસ્તક વાંચવા જેવું છે.

---

**મુસ્તફા મીયાંકાજી, ગુલામ મહંમદ શેખ**

## સદ્‌ગુણી નસીમા

( ૧૯૧૯ )     રૂ. ૧–૦–૦

અસલ ઉર્દુ ઉપરથી લખાયેલી ઇસ્લામી સંસારી વાર્તા. ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા લાયક છે, કેમકે સ્ત્રીઓને બોધ આપવાની દૃષ્ટિથી જ વાર્તા લખાયેલી લાગે છે. અંદર કર્તવ્યનો બોધ છે પણ લાંબાં ટાયલાં ઘણાં હોવાથી વાર્તા રસિક લાગતી નથી. ભાષા સાદી છે પણ અશુદ્ધિઓ ઘણી રહી ગઇ છે. સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

**યુસુફઅલી બાકરભાઇ**

## યુસુફી વાર્તાઓ

( ૧૯૦૫ )     રૂ. ૦–૮–૦

મુસ્લીમ સંસારની સામાજિક વાર્તાઓનો સંગ્રહ છે. અંદર નીતિબોધક સામાન્ય દૃષ્ટાન્તો છે. ભાષા સાદી પણ અશુદ્ધ છે. સામાન્ય લોકોને, ખાસ કરીને મુસલમાનોને વાંચવાને સારી છે.

---

**રાવળ, છગનલાલ વિદ્યારામ અને દેકિસ્કર સદાશિવ મોરેશ્વર**

## વિલાસિની અથવા સત્યનો જય

( ૧૯૧૫ )     રૂ. ૧–૮–૦

કે. રામચંદ્ર આબાજી રાજેના મરાઠી પુસ્તક ઉપરથી ભાષાન્તર કરેલું છે. વાર્તા સામાજિક છે અને સ્ત્રીઓને ખાસ વાંચવા લાયક છે. વાર્તાની ગુંથણી સારી છે અને ચાલુ જમાનાની અધમતાઓમાંથી બચવા માટેનો બોધ સારો મળે એમ છે. નૈતિક જીવન ગાળનારની કસોટી ઠેઠ સુધી થાય છે પણ છેવટે સત્ય જ ટકી શકે છે તે વાર્તામાં બતાવ્યું છે. ભાષા સાદી અને સરળ છે ને થોડું ભણેલા પણ વાંચી સમજી શકે એમ છે.

---

રાવળ, દલપતરામ ભાઈશંકર

## શારદાનું સ્વાર્પણ અને સેવાધર્મ સમીક્ષા

(૧૯૨૦) રૂ. ૨-૪-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. વાર્તાનો વિષય નિર્દોષ અને કર્તવ્યનો બોધ આપે તેવો છે, પણ અસરકારક રીતે લખાયો નથી. પાત્રાલેખન એક સરખું રહ્યું નથી. પાત્રને પ્રમાણિક ચિતરી પછી અપ્રમાણિક બતાવ્યું છે. તેમજ પ્રથમ સદ્‌ગુણી ચિતરી પછી નીચ વૃત્તિવાળી સ્થિતિમાં અને પછી સેવા ધર્મ બજાવનાર તરીકે એમ પાત્રોની યોગ્યતા કાયમ રાખી નથી. છતાં વર્તમાન જમાનાનું બારિક અવલોકન કરી પુસ્તક લખવામાં આવ્યું છે અને કેટલાક માણસો ઉજળા ઠગ બની દેશ સેવાનાં ધતિંગ કરીને લોકોને કેમ ઠગી ખાય છે તે સારી રીતે બતાવ્યું છે. દેશભક્ત કહેવડાવવાની ઉત્કંઠા રાખનારાઓને ખાસ બોધક છે.

---

રાવળ, મોહનલાલ રેવાશંકર

## સુબોધ સુમંતગૌરી

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. વસ્તુ સંકલના સીધી અને સરળ છે અને કન્યાઓને શિખામણનો ભાગ સારો છે. સામાન્ય લોકોને વાંચવા લાયક છે.

---

વકીલ, ઝોણી એરચશા

## સાચી પણ કાચી

(૧૯૨૩) રૂ. ૩-૦-૦

ખાસ કરીને સ્ત્રી ઉપયોગી પારસી સંસારને લગતી વાર્તા છે. સ્ત્રીઓને ઉપયોગી પ્રશ્નોની ચર્ચા સારી કરવામાં આવી છે તેથી સ્ત્રીઓને પોતાનો ગૃહસંસાર સુધારવામાં મદદરૂપ થઇ પડે એમ છે. વસ્તુસંકલના ઠીક નથી તેમ કલ્પના ન પહોંચી શકે એવા બનાવો વર્ણવ્યા છે તેથી રસમાં ક્ષતિ થાય છે, તોપણ ફુરસદના વખતમાં આનંદ મેળવવા વાંચવા જેવી છે. ભાષા પારસી ગુજરાતી ને કંઇક અંશે અશુદ્ધ છે. શરૂઆત જ અંગ્રેજી શબ્દોથી થાય છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

શર્મા, ભીમાશંકર

## અભાગિની અથવા સુશીલાની સંસારતૃષ્ણા

(૧૯૨૬) રૂ. ૧-૮-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. વિકારવશ થતાં સ્ત્રીઓ અધઃપાત પામે છે તેથી તેમ થતાં અટકાવવાની અને સ્ત્રીરક્ષાની જરૂર છે એ બતાવવાનો વાર્તાનો ઉદ્દેશ

છે. આ પુસ્તક અને 'ભાગીરથીની ભૂલ' બન્નેનું વસ્તુ એકજ છે અને બન્ને એકજ બંગાળી પુસ્તકનાં ભાષાન્તર છે. આ પુસ્તકમાં મૂળ બંગાળી પુસ્તક પ્રમાણેજ પાત્રો અને સ્થળોનાં નામ રાખ્યાં છે ત્યારે 'ભાગીરથીની ભૂલ'માં તે નામો બદલીને ગુજરાતી બનાવ્યાં છે. એકંદરે પુસ્તક સારૂં છે ને સૌને વાંચવા જેવું છે. ભાષા સાદી ને સરળ છે.

---

'સુબન્ધુ'

## મૃદુલા

(૧૯૦૭) રૂ. ૦-૮-૦

ખાસ સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. ભાષા સાદી પણ શૈલી કૃત્રિમ જેવી છે. વાર્તામાં ખાસ મહત્ત્વ જેવું કંઇ નથી અને પાત્રોમાં ગુંચવાડો ઉત્પન્ન થાય એવું . નવરાશમાં વખત ગાળવા વાંચવા જેવું છે. થોડું ભણેલી સ્ત્રીઓ પણ વાંચી શકે એમ છે.

---

હુરમીસ

## મોહનમહાલ

(૧૯૧૮) રૂ. ૨-૮-૦

સ્ત્રી ઉપયોગી સામાજિક નવલકથા. સંસારના જુદા જુદા પ્રસંગો વર્ણવી ને નારકત કર્તવ્યનો તથા કર્મ અને નીતિનો બોધ આપવામાં આવ્યો છે. ભાષા પારસી ગુજરાતી જેવી પણ સરળ અને સમજી શકાય એવી છે. સૌને વાંચવા લાયક છે.

---

હાજી મહંમદ અલારખીયા શિવજી

## સેવાસદન

રૂ. ૪-૪-૦

સ્ત્રી વિષયક સામાજિક નવલકથા હોઇ સમાજની બદીઓને ખુલ્લી કરી તેના માર્ગ દર્શાવવા સારો પ્રયત્ન થયો છે. ભાષા સરળ અને શુદ્ધ છે. વાર્તા સારી રીતે લખાઇ છે. શૈલી હૃદયંગમ છે. પુખ્ત વયનાં સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક છે. બાળક અને જુવાનના હાથમાં પુસ્તક ઓછું જાય તો સારૂં. હિંદીમાં મૂળ લેખક શ્રીયુત પ્રેમચંદની એ નામની વાર્તાનો અનુવાદ છે.

---

## ૭. ટુંકી વાર્તાઓ ( સંખ્યા ૨૫ )



ઇરાની, સોહરાબ શહેરીઆર

### અક્કલનો ખજાનો ૨ ભાગ

( ૧૯૨૦ ) રૂ. ૧-૪-૦

એક વાર્તા નથી. નાની નાની વાર્તાઓ ભેગી કરી પુસ્તક બનાવ્યું છે. સામાન્ય લોકોને ઉપદેશ મળે એમ છે અને સાધારણ ભણેલા વાંચી શકે એવું છે, પણ ભાષા પારસી ગુજરાતી ને તદ્દન અશુદ્ધ છે એટલે પારસીઓમાં જ પ્રચાર પામી શકે. પહેલા ભાગ કરતાં બીજો ભાગ હલકા પ્રકારનો છે.

---

ઇરાની, સોહરાબ શહેરીઆર

### કિસમતની કિસ્તી

( ૧૯૧૮ ) રૂ ૧-૮-૦

આ પુસ્તકમાં કેટલીક ટૂંકી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ કરેલો છે. સામાન્ય લોકોને માટે સંગ્રહ સારો છે અને કેટલીક વાર્તાઓ સ્ત્રી ઉપયોગી છે. ભાષા સહેલી પણ પારસી ગુજરાતી અને કંઇક અશુદ્ધ છે.

---

કાપડીઆ, જીજીભાઇ ખ.

### પરશયન ટેલ્સ અથવા ૧૦૦૧ દીવસની વાર્તા

રૂ. ૪-૦-૦

અરેબીઅન નાઇટ્સ જેવી કલ્પિત વાતોનો સંગ્રહ. વાર્તાઓ રસિક અને વાંચતાં આનંદ આપે એવી છે. ભાષા પારસીસાઇ અને કૃત્રિમ લાગે છે. તથા અશુદ્ધિ પણ ઘણી છે. ફુરસદના વખતમાં નિર્દોષ આનંદ મેળવવાને સારૂં વાચન છે. દરેક માણસે વાંચવા જેવી છે.

---

ગોહિલ, ધીરસિંહ વ્હેરાભાઇ

### કાઠિયાવાડની દંતકથાઓ

( ૧૯૨૯ ) રૂ. ૨-૦-૦

લોકને મુખે પરંપરાથી બોલાતી આવેલી જુદી જુદી ૨૭ વાર્તાઓનો આમાં સંગ્રહ છે. દરેક વાતમાં કંઇ ને કંઇ નૈતિક બોધ રહેલો છે અને વાર્તાઓ રસિક તથા

ચમત્કારિક હોવાથી હોંસથી વાંચવી ગમે એવી છે. જુદા જુદા પ્રદેશમાં એક જાતની વાર્તાઓ સહેજ ફારફેરથી લોકોમાં બોલાય છે તે આના ઉપરથી જણાય છે. સામાન્ય લોકોને માટે પુસ્તક ઘણું સારૂં છે અને દરેક પુસ્તકાલયમાં રાખવા લાયક છે.

---

ઠક્કર, ઉદ્ધવજી તુલસીદાસ

## કથાવિનોદ

( ૧૯૧૭ )  રૂ. ૦–૮–૦

નાની નાની કેટલીક ટૂંકી વાર્તાઓનો સંગ્રહ છે. વિનોદ સાથે નીતિ અને કર્ત્તવ્યનો બોધ આપવાનો પ્રયત્ન સારો છે. ભાષા સાદી પણ શૈલી કૃત્રિમ જેવી લાગે છે. સામાન્ય લોકોને વાંચવા લાયક છે અને વાંચતાં ગમ્મત પડે એવી છે.

---

દવે, જેઠાલાલ દેવશંકર

## પર્શિયન ટેલ્સ

રૂ. ૧–૦–૦

અરેબીઅન નાઇટ્સના જેવી મનોરંજક વાર્તાઓનો સંગ્રહ. એમાં નીતિ, સદાચાર તથા પવિત્ર જીવનનો બોધ બહુ સારો આપવામાં આવ્યો છે. એક દાસી જુદી જુદી રસમય સુંદર વાતો કહી તે દ્વારા એક શાહજાદીનો પુરુષો તરફનો અણગમો દૂર કરાવે છે. અને તે નહિ પરણવાનો નિશ્ચય કરી બેઠેલી તેને પુરુષોનો પ્રેમ તથા સહૃદયતાનો ખ્યાલ આપી તેને પરણવાનું કબુલ કરાવે છે. ભાષા શુદ્ધ અને સંસ્કારી છે તેથી સૌને વાંચવી ગમે એવી છે. જુવાન સ્ત્રી પુરૂષોએ ખાસ વાંચવા જેવી છે.

---

દીવેટીઆ, નલિનીકાન્ત નરસિંહરાવ

## ઇન્દુકલા

( ૧૯૧૭ )  રૂ. ૦–૧૦–૦

પ્રો. એફ. ડબલ્યુ. બેઇનના એક અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. શામળભટ્ટની વાર્તાઓને મળતી આ વાર્તાની ગુંથણી છે. વીસ દિવસમાં વીસ ટુંકી વાર્તાઓ પૂરી થાય છે અને પ્રશ્નોત્તરથી નૈતિક સિદ્ધાંત ઘડવામાં આવ્યા છે. વાર્તાઓ રસિક છે. ભાષા શુદ્ધ સાદી ને સરળ છે. પુખ્ત ઉંમરનાં સ્ત્રી પુરુષોને વાંચવા લાયક છે.

---

દેશાઇ, કેશવલાલ છોટાલાલ

## મારી વીશ વાર્તાઓ

(૧૯૧૯) રૂ. ૨–૦–૦

નાની નાની સામાજિક વાર્તાઓનો સંગ્રહ છે. સંસારમાં ઉભા થતા કલહો અને તેમાંથી નિપજતાં અનિષ્ટ પરિણામો વાર્તાઓ દ્વારા સમજાવવા પ્રયત્ન કર્યો છે. લગ્ન, કજોડાં, વિધવા પ્રત્યે સમાજની ફરજ, અત્યારની કેળવણી, સ્વદેશી વસ્તુપ્રચાર વગેરે વિષયો ઠીક ચર્ચ્યા છે. પુસ્તક દરેક માણસે વાંચવા જેવું છે. ભાષા સાદી ને સરળ છે તેથી સામાન્ય લોકો પણ સમજી શકે એમ છે.

---

દેશાઇ, છોટુભાઇ દાજીભાઇ તથા મહેતા ડાહ્યાભાઇ રામચંદ્ર

## મહારાષ્ટ્રીય કથાકુંજ

(૧૯૧૫) રૂ. ૧–૪–૦

નીતિ, ધર્મ તથા દેશાભિમાનથી ભરેલી જુદી જુદી વાર્તાઓનો સંગ્રહ છે. ભાષા સાદી સરળ ને સંસ્કારી છે. પ્રાચીન સમયની પ્રેમ શૌર્યની વાતો રસિક અને આકર્ષક છે. સામાન્ય લોકોને અને તરુણ સ્ત્રીપુરૂષોને વાંચવા લાયક છે.

---

પટેલ, વેણીલાલ રંગીલદાસ

## પૂર્ણિમા

બંગાળી, મરાઠી તથા અંગ્રેજીમાંથી ચૂંટી કાઢેલી પંદર ટુંકી ટુંકી સુંદર વાર્તાઓ આપેલી છે. અંદર નીતિનો બોધ સારો હોવાથી બાળકો તથા સ્ત્રીઓના હાથમાં ખાસ આપવા જેવું પુસ્તક છે. ભાષા સાદી અને સરળ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

પટેલ, નાગરદાસ ઇશ્વરદાસ

## ડિટેક્ટિવ જયંતનાં અદ્ભુત પરાક્રમો

(૧૯૨૯) રૂ. ૨–૮–૦

આ પુસ્તકમાં એકંદરે ૯ વાર્તાઓ છે. વાર્તાઓ ડિટેક્ટિવ છે પણ બહુ ચમત્કાર ભરેલી નથી. શેરલોકહોમ્સની વાર્તાઓના અનુવાદ જેવું લાગે છે પણ તેના જેવો રસ

આમાં આવી શકયો નથી. ભાષા સાદી છે પણ જોડણી તથા વાકયરચના કેટલીક ખામી વાળી છે. સામાન્ય લોકોને માટે પુસ્તક એકંદરે સારૂં છે.

---

પરમાર, રત્નસિંહ દીપસિંહ

## નવલકથા સંગ્રહ ૧ ભાગ

( ૧૯૧૩ )   રૂ. ૦–૮–૦

મરાઠી માસિક 'મનોરંજક'માં આવેલી જુદી જુદી નાની નાની વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવેલો છે. વાર્તાઓ સારી બોધક અને ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા જેવી છે. ભાષા સાદી ને સરળ છે તેથી સૌને વાંચવી ગમે એવી છે.

---

પાઠક, જગજીવન કાળીદાસ

## કામાન્ધ કામિની અને લાવણ્યલતા

( ૧૯૧૮ )   રૂ. ૨–૧૨–૦

આ પુસ્તકમાં બે વાર્તાઓ સમાયેલી છે. પહેલી ડિટેકિટવ અને બીજી સ્ત્રીધર્મ બતાવતી વાર્તા છે. ડિટેકિટવ વાર્તામાં તો લૂંટફાટને છળપ્રપંચ શિવાય બીજું કંઇ હોતું નથી એટલે તે સમાજને લાભ કરતાં હાનિ વધારે કરે છે. બીજીમાં પતિપત્નીના પવિત્ર પ્રેમનું સુંદર ચિત્ર છે. આવી બે વિરોધી વાતોને એક જ પુસ્તકમાં દાખલ કરી લેખકે ગંભીર ભૂલ કરી છે. ભાષા સાદી સરળ ને શુદ્ધ છે. પુખ્ત ઉંમરના વાચકોને જ વાંચવા આપી શકાય.

---

પેમાસ્તર, ઝીણી કેખુશરૂ

## જુદી જગત અને બીજી વાર્તાઓ

( ૧૯૨૬ )   રૂ. ૧–૮–૦

જુદી જુદી ચાર સામાજિક વાર્તાઓ છે અને તેમાં પારસી સંસારનું ચિત્ર સારૂં આલેખ્યું છે. વાર્તાઓ લાગણીપ્રધાન અને પ્રેમના આદર્શ વાળી છે. ભાષા સરળ પણ પારસીસાહી પારસી ઘરગથુ શબ્દોથી ભરેલી છે. તેથી ગુજરાતી વાચકો કરતાં પારસીઓને વધારે પસંદ પડે ખરી.

---

સૌ. પ્રમીલા તથા અરવિંદા

## વાર્તાલહરી

( ૧૯૦૯ ) રૂ. ૧–૦–૦

જુદાં જુદાં માસિકોમાં આવેલી નાની નાની વાર્તાઓનો સંગ્રહ છે. વાર્તાઓ રસિક રીતે સામાજિક વિષયો ઉપર લખાયેલી છે. અને ખાસ કરીને સ્ત્રીઓને અને સામાન્ય લોકોને માટે ખાસ ઉપયોગી છે. ભાષા સાદી સરળ છે તેથી સૌ કોઇ સમજી શકે એમ છે. આવી નવલિકાઓની ગુજરાતી સાહિત્યમાં જરૂર છે.

---

ભટ્ટ, ગણપતિરામ ઉત્તમરામ ( પ્રકાશક )

## કથાસાગર

રૂ. ૨–૮–૦

વાર્તાવારિધિ નામના માસિકમાં પ્રગટ થયેલી જુદા જુદા લેખકોની નાની નાની વાતોનો એકત્ર સંગ્રહ પુસ્તક રૂપે પ્રગટ કર્યો છે. એમાં 'અભિનંદન કે સ્નેહનિકંદન' જેવી કેટલીટ વાતો ઉત્તમ છે અને કેટલીક સાધારણ છે. દરેક વાતમાંથી કંઇ કંઇ નૈતિક બોધ મળે છે. એકંદરે વાતો સારી છે અને દરેક માણસે વાંચવા જેવી છે. ભાષા સાદી અને શુદ્ધ છે. સામાન્ય લોકોને માટે પુસ્તક સારૂં છે.

---

ભટ્ટ, મહાશંકર લલ્લુભાઇ

## વિવિધ વાર્તામાળા (૧થી ૧૨ વાર્તાઓ)

( ૧૯૧૧ ) રૂ. ૫–૦–૦

નાની નાની વાર્તાઓનો સંગ્રહ છે. નાનાં બાળકોને, સ્ત્રીઓને તથા સામાન્ય ભણતરવાળા લોકોને માટે આ સંગ્રહ ઉપયોગી છે. સ્ત્રીઓને ખાસ ઉપયોગી છે. ભાષા સાદી સરળ છે તથા વાર્તાઓ રસિક અને આનંદ આપે એવી છે. એમાં વ્યાવહારિક જ્ઞાન અને નીતિની શિખામણો છે. સ્ત્રીઓને ખરી કેળવણી આપવાથી કેવાં મહત્વનાં કામો કરાવી શકાય છે ને 'કેળવાયેલી કમળા'ની વાર્તામાં તથા સાચા સ્ત્રીશિક્ષણના અભાવે સંસારમાં કેવું ઝેરી જીવન પ્રસરે છે. તે 'શારદાનું શિક્ષણ' એ વાર્તામાં બતાવ્યું છે. બીજી વાતો પણ એવી જ બોધક છે.

---

**ભટ્ટ, ગણપતિરામ ઉત્તમરામ**

## પુષ્પમાળા

( ૧૯૧૪ )    રૂ. ૦-૪-૦

જુદી જુદી બોધક સામાજિક વાર્તાઓનો સંગ્રહ છે. ખાસ કરીને સ્ત્રી ઉપયોગી છે અને સાધારણ ભણેલાં પણ વાંચી શકે એમ છે. ઘરમાં કરકસર કરી પતિનું મન રંજન કરી દુઃખ વખતે પતિને આશ્વાસન આપે એવાં દૃષ્ટાંત વાંચનારને અસર કરે તેવાં છે. બીજી પણ બોધદાયક વાર્તાઓ સારી છે.

---

**મરચંટ, એચ. જી.**

## વીરવિજય

( ૧૯૦૦ )    રૂ. ૧-૦-૦

સ્વમાન, પ્રતિજ્ઞાપાલન, સ્વાર્પણ, સતીત્વ, શૌર્ય વગેરેને લગતા રજપુતાનાના ઇતિહાસમાંથી પ્રસંગો લઇ વીરરસથી ભરેલી પાંચ વાર્તાઓ પુસ્તકમાં મૂકેલી છે. શૈલી સુંદર છે અને બાળકો તથા સ્ત્રીઓને ખાસ બોધક છે. ભાષા સરળ છે પણ જોડણીની ભૂલો રહી ગયેલી જણાય છે.

---

**મહેતા, રણજીતરામ વાવાભાઇ**

## સાહેબરામ આદિ કૃતિઓનો સંગ્રહ

( ૧૯૨૧ )    રૂ. ૨-૮-૦

ઉત્તમ ભાવનાશાળી જુદી જુદી ૧૪ વાર્તાઓનો સંગ્રહ છે. સ્ત્રીપુરૂષના સહચર્યમાં નીતિનો આદર્શ રજુ કરે છે ને સંયમ શિખવે છે. તેમજ ચાલુ જમાનાની પ્રગતિઓને પોષક શિક્ષિત યુવક યુવતીઓનો આદર્શ વાર્તાદ્વારા દેખાડવામાં આવ્યો છે. ભાષા શિષ્ટ ને સરળ છે.

---

**મહેતા, ડાહ્યાભાઇ રામચંદ્ર**

## પચીસ નવલકથા

( ૧૯૦૪ )    રૂ. ૧-૦-૦

બંગાળી ઉપરથી અનુવાદ કરેલી કેટલીક વાર્તાઓનો સંગ્રહ. ભાષા સાદી સરળ ને શુદ્ધ છે. સામાન્ય લોકોને વાંચવા જેવું છે. વાર્તાઓ નિર્દોષ આનંદ આપે એવી બોધદાયક છે.

---

**મહેતા, મગનલાલ હરિકૃષ્ણ**

## આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ

( ૧૯૧૭ )    રૂ. ૧-૮-૦

આ પુસ્તકમાં બે વાર્તાઓ સમાયેલી છે. બંને બંગાળીનાં ભાષાન્તર છે. પહેલી

શ્રી રામકૃષ્ણ પરમહંસના આદર્શ શિષ્ય સાધુ દુર્ગાચરણ નાગ મહાશયના બોધક જીવન-પ્રસંગોથી ભરેલી છે; અને બીજીમાં એક જાપાની જાસુસની યુક્તિ-પ્રયુક્તિઓની કથા છે. બંને વાર્તાઓ સારી ને વાંચવા લાયક છે. ભાષા સાદી ને શુદ્ધ છે.

---

વાચ્છા, માણેકજી એદલજી

## દક્ષ્ખણની દંતકથાઓ

રૂ. ૧-૮-૦

Tales of Indian Chivalry નામની અંગ્રેજી ચોપડીમાંની દક્ષિણ પ્રદેશને લગતી કેટલીક વાર્તાઓનો સંગ્રહ છે. એમાં કંઇક ઐતિહાસિક અને સામાજીક વાર્તાઓ આપેલી છે. વાર્તા રસિક અને વાંચવી ગમે એવી છે. બાળકો અને સ્ત્રીઓને બોધ લેવા લાયક ઉપયોગી છે. ભાષા પારસી ગુજરાતી અને થોડેઅંશે અંશે અશુદ્ધ છે.

---

શેઠના, રતનજી ફરામજી

## ચાઇનીઝ ટેલ્સ

રૂ. ૧-૪-૦

અરેબીઅન નાઇટ્સ જેવી ઢબની ચીન દેશની દંતકથાઓની ચોપડી છે. વાર્તાઓ ટુંકી ટુંકી પણ રસિક ને આનંદ આપે એવી છે. એનાથી ચીના લોકોના રીતરિવાજો તથા રહેણીકરણી જાણી શકાય છે. નવરાશના વખતમાં આનંદ મેળવવા માટે પુસ્તક સારૂં છે. ભાષા પણ સાદી અને ઝટ સમજાય એવી છે. પણ કંઇક પારસી ગુજરાતી જેવી તથા અશુદ્ધ છે.

---

સૌ. સુમતિ લલ્લુભાઇ શામળદાસ

## કેટલીક નવલકથાઓ

( ૧૯૨૨ )  રૂ. ૧-૧૨-૦

પુસ્તકમાં ચાર નાની સામાજિક નવલકથાઓ છે. સંસારમાં બનતા કેટલાક પ્રસંગો લઇ વાર્તાઓ યોજી છે અને તે દ્વારા સંસારની ઘટના બતાવી સમાજજીવન સુધારવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ભાષા સાદી અને સરળ છે. દરેક માણસે પુસ્તક વાંચવા જેવું છે.

---

# ૮. હાસ્યરસિક ( સંખ્યા ૫ )



**ભટ્ટ, મથુરાશંકર લલ્લુભાઈ**

## દિલખુશ દિવાળી

( ૧૯૧૩ )    રૂ. ૦–૨–૦

ટુંકી પણ રસિક વાર્તા છે. નવરાશના વખતમાં આનંદમાં વખત વિતાડવાને પુસ્તક સારૂં છે. ભાષા સાદી સરળ છે ને સૌને વાંચવું ગમે એવું પુસ્તક છે.



**મરઝબાન, જહાંગીર બહેરામજી**

## અક્કલનો સમુંદર

( ૧૮૯૦ )    રૂ. ૪–૦–૦

હાસ્યજનક રમુજી નવલકથા. અક્કલના ઓથમીર એવા ચાર પારસી મિત્રોના જીવનના જુદા જુદા પ્રસંગો વર્ણવ્યા છે. બોધ લેવા જેવું એમાં કશું નથી. નવરા માણસને રમુજ આપવા અને વખત ગાળવામાં કામ લાગે તે શિવાય વાર્તાનો કશો ઉપયોગ નથી. ભાષા પણ પારસી ગુજરાતી ને અશુદ્ધ છે. એટલે પારસીઓ શિવાય બીજાને વાંચવું ઓછું જ ગમે.



**મહેતા, ધનસુખલાલ કૃષ્ણલાલ**

## હાસ્યકથામંજરી ૧ ભાગ

( ૧૯૨૨ )    રૂ. ૨–૦–૦

પુસ્તક હાસ્યરસ પ્રધાન છે અને તે દ્વારા સામાજિક કુરિવાજો કાઢવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. નૈતિકબોધ પણ ઠીક સમાયેલો છે. આ પુસ્તક ગમ્મત સાથે બોધ આપે એવું છે. ભાષા સાદી અને સરળ છે. સૌને વાંચવું ગમે તેવું છે.



રાયચુરા, ગોકુલદાસ દ્વારકાદાસ

## હાલચીવડાની દશ વાતો

(૧૯૨૯) રૂ. ૧-૮-૦

હાસ્ય અને વિનોદાત્મક છતાં માર્મિક બોધ આપે એવી દશ વાતો આમાં આવેલી છે. જુદી જુદી દિશામાં કેવી રીતે દેશભક્તિ થઇ શકે તે બતાવ્યું છે. વાર્તાઓ બોધક છે. રૂના વેપારીઓની જીવનદશા તથા દેશી રાજ્યોના કારભાર ઉપર સારૂં અજવાળું પાડે છે. ભાષા સરળ છે પણ કાઠિયાવાડી શબ્દોનું ભરણું કંઇક જણાય છે. નિર્દોષ વાચન તરિકે વખત ગાળવાને પુસ્તક સારૂં છે.

---

સત્થા, પેરતનજી જમસેદજી

## અકબર બીરબલનો વિનોદી વાર્તા સંગ્રહ

(૧૯૨૭) રૂ. ૧-૧૨-૦

રમુજી વાચન તરિકે પુસ્તક ઘણું સારૂં છે. લોકોમાં અકબર અને બીરબલના રમુજી ટૂચકા ઘણી વખત કહેવામાં આવે છે. એમાં ગમ્મતના અને ચતુરાઇના ઘણા પ્રસંગો છે અને વાંચવાથી માણસનામાં ચતુરાઇ, સમયસૂચકતા અને બુદ્ધિશક્તિ ખીલી શકે એમ છે. ભાષા કંઇક પારસી ગુજરાતી પણ સાદી ને સરળ છે.

---

# ૯. પૌરાણિક ( સંખ્યા ૨ )



**તોલાટ, રતનલાલ બ્રીજમોહનલાલ**

## મથુરાપુરીનો રંગીલો રાણો

( ૧૯૦૪ )  રૂ. ૧-૦-૦

ભાગવતમાંથી પૌરાણિક વસ્તુ લઈને કંસવધના પ્રસંગની વાર્તા ગુંથી છે. કંસને રંગીલો રાણો બનાવ્યો છે અને વસુદેવ, દેવકી આદિ પૌરાણિક પાત્રો લીધાં છે. ધર્મજીજ્ઞાસુઓને માટે વાર્તા સારી છે. ભાષા સંસ્કૃતમય છતાં સમજી શકાય એવી છે.



**મોદી, રમણિકલાલ ગીરધરલાલ**

## રસપ્રદાયક રત્નનિધિ

( ૧૯૨૩ )  રૂ. ૨-૪-૦

પુરાણોમાંથી ટુંકી રસિક વાર્તાઓનો સંગ્રહ છે. વાર્તાઓ નિર્દોષ અને નીતિબોધક છે. બાળકો અને સ્ત્રીઓને ખાસ વાંચવા લાયક છે. ભાષા સાદી અને સરળ છે પણ કોઈ કોઈ ઠેકાણે જોડણીની ભૂલો થયેલી છે.

